# એમ્બ્રોશીયા

## સ્ત્રીઓને લાગુ પડેલાં દર્દો દુર કરી લથડતી તંદુરસ્તીમાંથી બચાવે છે.



એમ્બ્રોશીયા સ્ત્રીરોગની બારીક તપાસ બાદ બનાવવામાં આવેલ છે તેથી રોગોની જડ ઉપર તુરત સચોટ અસર કરે છે. સ્ત્રીરોગની અનેક દવાઓમાં એમ્બ્રોશીયા નિર્ભય ખાત્રીવાળી અને અકસીર દવા છે.

પ્રદર, સુવારોગ, ઝાડા થવા, હીસ્ટીરીઆ, રૂતુ વખતની દરેક તકલીફ માટે સ્ત્રીઓએ ખાસ એમ્બ્રોશીયા દવાનોજ ઉપયોગ કરવો જોઇએ. (દવા વેચનાર પાસેથી મળે છે.)

ગાંડીવ સાહિત્ય વાટિકા
પુષ્પ : ઓગણત્રીસમું

# ભૂતના ભડકા

(વગેરે)

લેખક:

શ્રી ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

કૃષ્ણકુટીર સાંતાક્રુઝ



પ્રગટકર્તા-

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦-કેળાંપીઠ

કિંમત ] સુરત [ પોણાબે રૂપિયા

પહેલી આવૃત્તિ — સને ૧૯૩૨

ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી નટવરલાલ વીમાવાળાએ
ગાંડીવ મુદ્રણાલય ડેળાપીઠ સુરતમાં છાપી ને
પ્રકટ કરી

## સૂર્યનો પ્રકાશ

**હાસ્યરસ** અને વિનોદની કૃતિઓ એ પ્રત્યેક સાહિત્યનો સૂર્યપ્રકાશ છે. જે પ્રજા જીવનનો ઉલ્લાસ માણી શકે છે, તેજ પ્રજા મૃત્યુનો—ત્યાગનો—ભોગનો વિલાસ પણ સમજી ને માણી શકે છે. ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસનાં પુસ્તકોના ફાલનો જે યુગ છે—કાળ છે, તેજ ગુજરાતી પ્રજાના ત્યાગભોગનો અને શૂરાતનનો યુગ છે—એ સંકેત સાચો છે, શાશ્વત છે;—આકસ્મિક નથી.

**આમ** સાચા હાસ્યરસનો પ્રચાર એ સાહિત્ય સેવાનું એક મહત્વનું કાર્ય છે, અને એ દૃષ્ટિથી ગાંડીવ સાહિત્ય મંદિરે એ તત્વને પ્રગટાવતી ઉચ્ચ કૃતિઓ ગુજરાતી પ્રજાને ચરણે સુંદર સ્વરૂપે મૂકવાનો નિર્ધાર કર્યો છે. ગુજરાતના આગેવાન હાસ્યરસ લેખકોનો સહકાર એ માટે સાધી શકાયો છે એ જાણી સૌને આનંદ થશે.

**અને** એનું શુભ મંડાણ હસતા ફિલસુફ શ્રી ધનસુખલાલભાઈની અતિ સુંદર કૃતિથી થાય છે એ વિશેષ આનંદનું કારણ છે. શ્રી ધનસુખલાલભાઈને ઓળખાવવા બેસવું એ સંસ્કારી ગુજરાતનું અપમાન કરવા બરાબર છે. કહેવાનું એટલુંજ છે કે શ્રી ધનસુખલાલભાઈએ ગાંડીવને પોતાની કૃતિઓ પ્રગટ કરવા માટે આપી અમને ભારે ઋણી કર્યા છે. વળી આ પુસ્તક પ્રગટ થવા માટે તો એમને અતિશય ધીરજ ધરવી પડી છે અને તે એમણે અમારા પ્રત્યેની મમતાને લીધે, અને એક હસતા ફિલસુફને છાજે એ રીતે ધારણ કરી છે, તે માટે પણ અમે એમના ઋણી છીએ.

**ગુજરાત** 'ગાંડીવ' ના બીજા પ્રયાસો પેઠે આનેય સત્કારશે એવી આશા છે.

ન. ચી.

રંગતરંગ

હાસ્યરસના એક

બીજા મહારથી

શ્રી જ્યોતીન્દ્ર દવે

ની અતિ રસભરી લેખિનીથી

લખાયલા સર્વોત્તમ લેખોનો

સંગ્રહ

જ્યારે ગમતું ન હોય, મન ઉદાસ
હોય, સંસારના બોજા અને જંજા-
ળથી અકળામણ થતી હોય ત્યારે—

એ ઘનઘોર વાદળાં દૂર
કરનારો સંજીવનભર્યો
સૂર્યનો પ્રકાશ જરૂર
ઝીલો, જરૂર ભોગવો

કિં. ૧—૦—૦

પહેલી આવૃત્તિ સને ૧૯૩૨

ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી નટવરલાલ વીમાવાળાએ
ગાંડીવ મુદ્રણાલય ડેળાપીઠ સુરતમાં છાપી ને
પ્રકટ કરી

## સૂર્યનો પ્રકાશ

**હાસ્યરસ** અને વિનોદની કૃતિઓ એ પ્રત્યેક સાહિત્યનો સૂર્યપ્રકાશ છે. જે પ્રજા જીવનનો ઉલ્લાસ માણી શકે છે, તેજ પ્રજા સૃત્યુનો–ત્યાગનો–ભોગનો વિલાસ પણ સમજી ને માણી શકે છે. ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસનાં પુસ્તકોના ફાલનો જે યુગ છે—કાળ છે, તેજ ગુજરાતી પ્રજાના ત્યાગભોગનો અને શૂરાતનનો યુગ છે—એ સંકેત સાચો છે, શાશ્વત છે;—આકસ્મિક નથી.

**આમ** સાચા હાસ્યરસનો પ્રચાર એ સાહિત્ય સેવાનું એક મહત્વનું કાર્ય છે, અને એ દૃષ્ટિથી ગાંડીવ સાહિત્ય મંદિરે એ તત્વને પ્રગટાવતી ઉચ્ચ કૃતિઓ ગુજરાતી પ્રજાને ચરણે સુંદર સ્વરૂપે મૂકવાનો નિર્ધાર કર્યો છે. ગુજરાતના આગેવાન હાસ્યરસ લેખકોનો સહકાર એ માટે સાધી શકાયો છે એ જાણી સૌને આનંદ થશે.

અને એનું શુભ મંડાણ હસતા ફિલસુફ શ્રી ધનસુખલાલભાઈની અતિ સુંદર કૃતિથી થાય છે એ વિશેષ આનંદનું કારણ છે. શ્રી ધનસુખલાલભાઈને ઓળખાવવા બેસવું એ સંસ્કારી ગુજરાતનું અપમાન કરવા બરાબર છે. કહેવાનું એટલુંજ છે કે શ્રી ધનસુખલાલભાઈએ ગાંડીવને પોતાની કૃતિઓ પ્રગટ કરવા માટે આપી અમને ભારે ઋણી કર્યા છે. વળી આ પુસ્તક પ્રગટ થવા માટે તો એમને અતિશય ધીરજ ધરવી પડી છે અને તે એમણે અમારા પ્રત્યેની મમતાને લીધે, અને એક હસતા ફિલસુફને છાજે એ રીતે ધારણ કરી છે, તે માટે પણ અમે એમના ઋણી છીએ.

**ગુજરાત** 'ગાંડીવ' ના બીજા પ્રયાસો પેઠે આનેય સત્કારશે એવી આશા છે.

ન. વી.

આજ લેખકનાં અન્ય પુસ્તકો:

1. મેટરલિંકના નિબંધો.
2. ભૂલનો ભોગ અને બિચારો.
3. હું, સરલા અને મિત્રમંડળ.
4. અસાધારણ અનુભવ અને બીજી વાતો.
(હાસ્યકથા મંજરી ભાગ ૨)
5. હાસ્ય વિહાર.
6. વિનોદ વિહાર.
7. વાર્તા વિહાર.

# અર્પણ

## સ્વપ્નસુન્દરીને !

વિજળી કંઇ એ કારમી,
માધુર્ય ચન્દ્રપ્રકાશનું,
સુકુમાર પુષ્પ ગુલાબનું,
હુંકાર જાણે સિંહનોઃ

પ્રેમ એવો જાણતો'તો
કંઈ છુપ્યો આ ખલ્કમાં,
જાણતો પણ દેખતો નહીં,
સહુ દિશે હું ઢૂંઢતો.

સંસારમાં જોયું બધે,
જોયું ફરી મેં વનવને,
આખર ઝીલાયો, સુન્દરી !
આંખ્યો મીઠી તારી વિશે.





# ભૂતના ભડકા

નવા વર્ષની સવાર હતી. હું મારા મિત્ર જગમોહનને ત્યાં બેઠો હતો. જગમોહન એટલે અમારા મંડળનો બીરબલ. માણસ ગમે તેવું દીલગીરીમાં હોય પણ જ્યાં જગમોહનની જીભ ચાલી ત્યાં પંદર મીનીટમાં માણસ પોતાનું દુઃખ તે વખતે તો ભૂલવાનોજ. જગમોહનને પોતાને ચાર છોકરાં હતાં. તેનાં બહેન ભાઇ-ઓનાં મળીને બીજાં ડઝનેક છોકરાં પણ ઘણીવાર એને ત્યાં એકઠાં થઇ જતાં. છતાં મેં જગમોહનના મુખ ઉપર ચિંતાની કે કંટાળાની કરચલી ચઢેલી જોઇ નથી. પોતાની પત્ની સાથેનો સંબંધ પણ હાસ્યના ઉપરજ રચાયેલ હતો. છોકરાંઓને મારથી કે મીજાજથી નહીં પણ મીઠી મજાકથીજ તે વશ રાખતો. અમારી ઉજાણીઓમાં કે ટ્રીપોમાં કે સાધારણ સભાઓમાં ને બેઠકમાં પણ જગમોહન હાજર નહીં હોય તો અમે આનંદમાં રહી શકતા નહીં. બૈરાંઓમાં પણ જગુભાઇ સર્વના માનીતા. પાકશાસ્ત્રની દરેક વાનીની બનાવટમાં જગુભાઇનો મત અમૂલ્યજ ગણાય. ગરબામાં પણ જગુભાઈ હારમો-નીઅમ ઉપર બેસીને પોતાની મશ્કરીઓ ચલાવતા નહીં હોય તો

ગરબા જામેજ નહીં. સ્ત્રીઓની ફેશનની બાબતમાં કે ઘર શણગાર-વાની વાતમાં કે છોકરા છોકરીઓના વિવાહની વાતમાં કે પછી છોકરાંઓને કઇ સ્કુલમાં બેસાડવાં એવા ગમે તે સવાલ ઉભા થાય તેમાં પણ જગુભાઇનો મત મળી શકતો હોય તો અમે તે મેળવવા આતુર બની જતાં. આખા દિવસના થાકીને અગીઆર વાગે સૂવા ગયા હોય છતાં એમને નાનામાં નાના કામ માટે પણ જો પાડપડોશીઓ કે અમારા જેવા મિત્રો બાર વાગે પણ ઉઠાડે તો એ હસતા હસતા પત્નીને ઉંઘણશી કહીને બનાવતા બહાર નીકળે !

અમે બધાં જ્યારે દુઃખમાં હોઇએ, અનેક વ્યથાઓથી, જગતની નાની નાની જંજાળોથી અમારાં હૈયાં રીબાતાં હોય તે વખતે અર્ધ તિરસ્કારથી અમે વિચારતાં કે જગમોહનભાઇ જેવો સ્વભાવ અમને ઇશ્વરે કેમ નહીં આપ્યો? સાથે સાથે, જગુભાઇમાં દુઃખ પીછાણવાની, રીબાતાં હૈયાંની ચીસ સાંભળવાની અને બીજાં હૃદયોની ખેડે શોક માણવાની શક્તિજ નહીં હોય, એટલા પ્રમાણમાં અમારા બધા કરતાં જગુભાઇ કૈંક નીચી પાયરીના મનુષ્ય હોવા જોઇએ અને એમનામાં અમારા જેવા ઉચ્ચ સંસ્કારોનો અભાવજ હશે, એવું એવું અમે કલ્પતા. કલા, ભાવના, ઊર્મિઓ, જીવનની ગુહાઓમાં સંતાએલા અનેક ઝીણા છતાં મહત્વના પ્રશ્નો વિશે અમે ચર્ચા કરતા હોઇએ ત્યારે અમે જગમોહનને ઝાઝો છેડતાજ નહીં. જગમોહન પણ ખાસ ભાગ લેતો નહીં અને લે તો આખા વાદવિ-વાદને હાસ્યરસિક રૂપ આપવાજ. આ અમારો જગમોહન!

હું અને જગમોહન ઓટલે બેઠા હતા. આસપાસ રુના ઠીચોઠીચ ઠાંસેલા તકીઆ જેવાં ચાર પાંચ છોકરાં ફટાકા ફોડતાં કકલાણ મચાવી રહ્યાં હતાં. રસોડા તરફથી જગમોહનની પત્ની સુલતાના ઘાંટા આ કકલાણ બંધ કરવાના મિથ્યા પ્રયાસ કરતા સંભાળાતા હતા. "તમે કહો તો ખરા કે કૈંક બંધ રહે તમારા



કાન અને માથું દુઃખવા આવતાં નથી ?" સુલતા કહેતાં.

"અરે તું જો તો ખરી! એક ત્રાડ પાડીશ કે બધાં છોકરાં ચુપ! એક વાર મારો મીજાજ જવો જોઇએ." આમ કહીને જગુભાઇ મોટેથી હસતા અને પછી બધાં છોકરાંઓને પટાવીને, હસાવીને થોડીવાર ચુપ રાખતા. વચમાં વચમાં પોતેજ ઉઠીને ફટાકા ફોડવા મંડી જતા અને ફટાકાનો અવાજ ધીમો થાય એટલે પોતે મોંથી અવાજ કરીને બરાબર મેળ લાવી મૂકતા. એમનું જોઇને છોકરાંઓ પણ જુદી જુદી જાતના અવાજ કરીને વાતાવરણ ગજાવી મૂકતાં. આથી પહેલાં તો સુલતા ગભરાઇ જતાં અને જોવા આવતાં. પણ પાછળથી, આ બધાં તોફાનનું મૂળ તો જગમોહનજ છે એમ જાણતાં એટલે હસતાં હસતાં ચાલ્યાં જતાં.

હું અને જગમોહન અમારા પેટની શક્તિનો જરા પણ વિચાર કર્યા વિના મોટી રકાબીમાંથી શેવ, થાપડા, ઘુઘરા વગેરે વસ્તુઓ ઉડ્રાવ્યે જતા હતા. જગમોહન ખાતો ખાતો તરતની આવેલી ટપાલના નવાં વર્ષની મુબારકબાદીવાળા કાગળો વાંચતો જતો હતો. દરેક કાગળ લે, વાંચે અને પછી તે લખનાર સામા હાસ્યરસિક કટાક્ષો મારીને પોતાની બાજુમાં મૂકતો જતો હતો. હું આ કટાક્ષો સાંભળતો, કોઈ કોઇ વાર એમાં ટાપશી પુરતો હસતો જતો હતો. મને તેજ વખતે પાછો આ વિચાર આવ્યો: જગમોહનના જેવું શુષ્ક હૈયું શા કામનું? કેવો એ નિષ્ઠુર લાગે છે! અનેક ભાઇ બહેનોનાં દુ:ખ જોઇને કોઈ પણ દિવસ એની આંતરડી કકળી ઉઠી નહીં હોય? જીવનમાં સૌથી પ્રિય લાગતાં સ્વપ્નાઓ આણે કોઇ પણ વેળા અનુભવ્યાં હશે? શીરીન–ફરહાદ, લયલા–મજનુન, રોમીયો–જુલીએટ વગેરે જગતના મહાપ્રેમીઓની કથા વાંચીને તે અનુભવવાના કોડ આ હાસ્ય, હાસ્ય અને હાસ્યનાજ તરંગોમાં તરનાર પુરુષના હૈયામાં કદી સ્ફુર્યા હશે?

આવા વિચારો કરતો કરતો હું જગમોહન તરફ જોતો હતો, એટલામાં એક સુંદર પાકીટ તેણે ઉપાડ્યું. એના ઉપર અક્ષરો ઝીણા મોતીના દાણા જેવા સ્પષ્ટ દેખાતા હતા. ઉપાડતાંજ જગમોહનના મુખ ઉપરના ભાવ બદલાઇ ગયા. રખેને પાકીટ બગડશે એવી સંભાળથી તેના હાથે તે પાકીટ તેણે ઉપાડ્યું હતું. બહુ સંભાળપૂર્વક તેણે તે ફાડ્યું. અંદરથી સેંટની આછી સુવાસ વેરતા નોટપેપરમાં માત્ર દોઢેક લીટીજ લખાણ હતું; છતાં એ વાંચતાં જગમોહને એકાદ બે મીનીટ લીધી. પાછો તેટલીજ સંભાળથી–અને કદાચ સ્નેહથી પણ—તે પત્ર પાકીટમાં મૂકાયો. પાકીટ બધા પત્રોની પેઠે જમીન ઉપર બાજુએ મૂકવામાં નહીં આવ્યું પણ કફનીના ખીસામાં ગયું. તરત બીજો કાગળ ઉપાડવામાં

આવ્યો. જગમોહન તેના અસલ સ્વરૂપમાંજ આવી ગયો. પણ શું એ કોઈ પણ વખત બીજા સ્વરૂપમાં હતો ખરો ? માત્ર મારો ભ્રમજ હશે ! જગમોહનને દીલગીરી શું ? ખેદ શું ? વિચાર શું ?

"આ કોનો કાગળ છે તે જાણ્યું ?" જગમોહને ઘાંટો પાડ્યો. "પેલા ઉલ્લુ રાજેંદ્રનો. મારો વહાલો હવે તો કાઠીઆવાડમાં કોઈ જગ્યાએ વડો ન્યાયાધીશ થઇ બેઠો છે! પણ પગાર માત્ર રૂપીઆ નેવુંનો, સમજ્યા કે! પણ–પણ મારી ખાવાનું મળતું હશે! હેં હેં હેં હેં !"

"જગમોહન!" મેં અચાનક પૂછ્યું. "પેલો ગજવામાં મૂક્યો તે કાગળ કોનો હતો ?"

"કયો ?" જગમોહન જરાક ખચકયો. પછી બોલ્યો: "હંઅ, એ તો એક સૌ. પ્રકાશિકા દેસાઇ નામે સ્ત્રી ગ્રેજ્યુએટ છે એનો છે. નહીં, તમે નહીં ઓળખો. ના, મારી ન્યાતની નથી. પણ અગાઉ અમારા અને એના કુટુંબને બહુ સારો સંબંધ હતો."

જગમોહન આટલું બોલ્યો તે વેળા તેના મુખ ઉપરના ભાવ પાછા વિચિત્ર રીતે બદલાએલા હોય એમ મને લાગ્યું. સદાએ છવાઇ રહેલ હાસ્યની છાયાને બદલે કૈં અગાધ, ઉંડી દીલગીરીની છાયા તેમજ કોઇ ભૂતકાળના દુ:ખને સંભારતું હોય, દુ:ખની કડવાશ કાળના બળે ચાલી ગઇ હોય પણ તેની મોંઘી મીઠાશ વધુ મીઠી લાગતી હોય તેવા ભાવ તેના મુખ ઉપર મને જણાયા. કદાચ આ મારો ભ્રમ પણ હોય છતાં હું મારું કુતૂહલ દબાવી શક્યો નહીં અને વિવેકનો ભંગ કરીને પણ મેં સવાલ કર્યો. "કાગળમાં ઝાઝું લખાણ પણ હતું નહીં, છતાં ગજવામાં મૂકવાનું કૈં કારણ ? પ્રકાશિકાની સાથે તારે આટલી ઓળખાણ હતી તે વાતની પણ આજજ મને ખબર પડી. તારે મોંએ મેં એનું નામ પણ અગાઉ સાંભળેલું નહીં. એમ કેમ ? માફ કરજે હં. પણ મને જિજ્ઞાસા થાય છે,

કારણ કે તારો સ્વભાવ જોતાં આ વાત કૈંક વિચિત્ર લાગે છે."

"ના ના, એમાં માફ કરવાનું શું?" જગમોહને જવાબ દીધો. આ વખતે તો મારી ખાત્રી થઇ કે ગમે તે કારણ હો, પણ આ કાગળના સંબંધમાં કૈં પણ વાત થતાં તેના વદન ઉપરના ભાવોનું સ્વરૂપ બદલાતુંજ હતું. મને આશ્ચર્ય થયું. જે જગમોહનના અણુએઅણુમાં હાસ્ય વિના બીજી ઊર્મિને સ્થાનજ નથી એમ અમે સૌ માનતાં હતાં તે જગમોહનના હૃદયમાં બીજી લાગણીઓ પણ અસ્તિત્વ ધરાવે છે? એના હૈયામાં પણ આગ બળી હશે? તેની રાખ હજી પણ તેના આત્માને સ્પર્શતી હશે?

જગમોહન થોડી વાર મુંગોજ રહ્યો. પછી બહુ ધીમેથી બોલ્યો. "જાણવું છે? વાતમાં તમને શો રસ પડશે? એક આત્મા અમુક તાપથી બળી જતો હોય છે, છતાં તેની સમીપ રહેનાર બીજો આત્મા આ કળી શકતો નથી. જાણ્યા છતાં તેની તીવ્રતા અનુભવી શકતો નથી. આમ ઘણી વાર બને છે. અનેક વર્ષોના ગાઢ પરિચય પછી પણ તમે અમુક માણસને બરાબર ઓળખી લીધો છે એમ કહેવું એ કૈંક વધુ પડતું છે એમ તમને નથી લાગતું? હશે. વાતને ઘણાં વર્ષો વહી ગયાં છે એટલે તમને કહેવામાંએ શી હરકત છે! પણ એટલું સ્મરણમાં રાખજો કે આ વાત તમને નિર્માલ્ય લાગશે પણ—પણ અમુક બાબતોનો જીવનમાં ઉપહાસ ન હોય......

"ઘણા વર્ષોની વાત છે. હું તે વખતે ઓગણીસ વીસ વર્ષનો હોઇશ. પ્રકાશિકાની ઉંમર સત્તર અઢારની હશે. એના બાપ સવાઇલાલ ભરૂચમાં બહુ પ્રતિષ્ઠિત માણસ ગણાય છે. એમની જોડે, એમનાં પત્ની સરસ્વતીબહેન જોડે, એમનાં બીજાં છોકરાંઓ જોડે, ટુંકામાં એમના આખા કુટુંબની જોડે મારા કુટુંબને ઘણોજ સંબંધ હતો. અમે જુદી ન્યાતનાં અને જુદાં જુદાં ગામનાં છતાં એકજ કુટુંબનાં હોઇએ એવો સંબંધ હતો. લગભગ દરેક વેકેશનમાં હું

ભરુચ જઇને એમને ત્યાંજ રહેતો. અમે છોકરાંઓ તે વખતે કૈં કૈં જાતનાં તોફાન કરતાં, સવારના ૭ વાગ્યાથી રાતના એકેક બબ્બે વાગ્યા સુધી પત્તાં, સંતાકુકડી, ધાબાધુબી, વગેરે રમતો રમતાં. કોઈ પણ જાતનાં બંધન વિનાનાં અમે રમતોથી કંટાળતાં તો ગાવા ઉપર મંડતાં. સંગીતશાસ્ત્રના સિદ્ધાંતો પ્રમાણે ગણતાં તે વખતનું અમારૂં ગાવાનું અને વગાડવાનું સંગીત કહેવાય કે નહીં, પણ અમારે મન તો એથી ઉચ્ચતર સંગીત દુનીઆમાં હતુંજ નહીં. અમે બધાંએ અને એમાંએ મુખ્યત્વે કરીને હું અને પ્રકાશિકા તો આ બધીએ વેકેશનો એક નવીજ સ્વપ્નસૃષ્ટિ રચીને તેમાંજ વસીને ગાળતાં. આવતી કાલ વિશે અમે વિચારેલુંજ નહીં. વર્તમાનને અમે છાતીસરસો ચાંપી રાખ્યો હતો. એકેએક રમતમાં હું અને પ્રકાશિકા ભીલ્લુ થતાં. ભીલ્લુ નહીં થવાય તેવી રમતમાં પણ મારો એને જીતાડી આપવાનો યત્ન થતો, પ્રકાશિકા હું જીતું એવા યત્નો આદરતી.

"બધાં સાથેજ જમતાં, સાથેજ રમતાં, સાથેજ ફરવા જતાં, અને રાતે પણ એક મોટા ખંડમાં બધાં સાથેજ સૂતાં. આવી રીતે અમે રહેતાં એટલે હું અને પ્રકાશિકા એકલાં પડીએ એવું તો ક્વચિતજ બનતું અને તે પણ બહુ અલ્પ સમય માટેજ. છતાં પણ જ્યારે આમ બનતું ત્યારે, કોણ જાણે શાથી, અમે બંને મુંગાંજ થઇ જતાં, એકેકની સામે જોતાં અજાણ્યે અજાણ્યે પણ દિવ્ય સ્વપ્નાઓની ફોરમ અનુભવતાં. તેમાં પણ જ્યારે આવી વેળાએ સહસાજ અમારાથી એકેકના અંગનો સ્પર્શ જઇ જતો ત્યારે તો વિદ્યુતના ઝણઝણાટ અમારાં સારા શરીરમાં વ્યાપી રહેતા. ઉભયની આંખમાં કોણ જાણે શાનાં ઘેન પ્રસરી રહેતાં! શરીર ગરમ ગરમ થઈ જતાં, મસ્તક ભમી જતાં. અચાનક કોઇ આવી ચઢે, એક ક્ષણમાં આ સ્વપ્ન તરંગ અદૃશ્ય થઈ જતા અને જાણે કૈં અસા-

ધારણ બન્યું જ નથી એમ અમને સૌને લાગતું. માત્ર, હૃદયના ઉંડાણમાં કૈંક ઉંડું દુઃખ, મીઠું છતાં સાલ્યા કરતું, ઝીણું ઝીણું મને શોકની કો અગમ્ય છાયામાં ઉતારી દેતું હતું.

"આટલું છતાંયે અમારામાંથી કોઇએ પણ આ અમારો પ્રેમ, આ અમારું આકર્ષણ કે પછી જે કહો તે એ સંબંધે એક પણ શબ્દ તે સમયે ઉચ્ચાર્યો હોય એવું મને સાંભરતું નથી. ઉચ્ચારવાની અમને ઇચ્છા પણ થઇ હોય–વિચાર પણ ઉદ્‌ભવ્યો હોય એમ લાગતું નથી. ઉભય વચ્ચેના આ સંબંધને ભલે કોઇ શારીરિક પ્રેમની ઇચ્છા કહે, કોઇ આધ્યાત્મિક પ્રેમની વાંચ્છના કહે. હું તે વખતે સમજ્યો નહનો. હવે સમજું કે નહીં સમજું તેની અસર શી થવાની હતી?"

જગમોહન બોલતાં સહેજ અટક્યો. પહેરણના કપડાંથી તેણે પોતાનાં ચશ્મા લુછ્યાં અને પાછું બોલવાનું શરુ કર્યું.

"વેકેશન સિવાયના મારા જીવનમાં કૈં પણ સંભારવા જેવું મને નહોતું લાગતું. તે પ્રસંગે વેકેશનમાં ગાળેલાં, અનુભવેલાં જીવનને સ્મરણમાં લાવ્યા કરવું એજ મારો ધંધો હતો. તે સિવાય બીજામાં મને રસ પડતો નહીં. વચમાં વચમાં પ્રકાશિકાના વિવાહની વાત છેડાતી. વાત છેડાય કે તરતજ પ્રકાશિકા સ્તબ્ધ થઇ જતી. તેના ઓઠ અનેક ઊર્મિઓથી ધ્રુજવા માંડતા. કુમળા મોં ઉપર રતાશ ચઢી આવતી. 'હજી આટલી ઉમ્મરમાં મારે તો એ વિશે વાતજ નથી કરવી' આટલું બોલી બધાં બેઠાં હોય ત્યાંથી એ ઉઠી જતી. મારા હૃદયમાં તો એ સાંભળતાં એક પ્રકારની ભીષણ શૂન્યતા પ્રસરી રહેતી. બીજાંઓ પ્રકાશિકાની આ વિષયમાં મશ્કરી કરતાં, એનો ઉપહાસ કરતાં, તેમાં પણ, વિચિત્ર નહીં લાગે એટલા માટેજ અને એટલા પ્રમાણમાંજ, હું ભાગ લેતો.

અમારા બે વચ્ચેની આ વિચિત્ર લાગણીઓ પ્રકાશિકાન

ધૂર્તના અડ્ડા



મહા મુશ્કેલીએ, અંધારામાં વિકૃત દશામાં
અર્ધું બેઠેલી, અર્ધું મરેલી પ્રભાને જોઈ

[ પાનું ૧૨.

વડીલો જાણવા પામ્યાં હશે?' કોઇક કોઇક વાર મને લાગતું કે તેઓ જાણે છે અને એથી પ્રકાશિકાની સમક્ષ મને નાની નાની બાબતોમાં હલકો પાડવાના યત્ન કરે છે. માત્ર પ્રેમને લીધેજ જુદી જુદી ન્યાતોના સ્ત્રી પુરુષો લગ્ન કરે છે એ દુઃખી થવાનોજ માર્ગ છે એમ પણ એ અવારનવાર કહેતાં. અમે એકલાં પડી જતાં કે તરતજ 'પ્રકાશિકા, જરા આમ આવ તો' નો ધાંટો આગ્રેથી સંભળાતોજ. હશે.

"એક વખત આવીજ રીતે હું તેમને ત્યાં વેકેશન ગાળતો હતો. તે વેળા મારા દેખતાં પ્રકાશિકાના વિવાહની વાત જરા જોસભેર ચર્ચાતી હોય એમ મને લાગ્યા કરતું હતું. આથી પ્રકાશિકાના મુખ ઉપર એક પ્રકારની ગ્લાનિ જણાયા કરતી હતી. એવામાં એક દિવસ બીજા કેટલાક મિત્રોની જોડે હું નાટક જોવા ગયો. પાછો ઘેર ફરતાં આશરે બે અઢી થવા આવ્યા હતા. જ્યાં હું એ શેરી તરફ વળું છું ત્યાં મારે કાને પ્રચંડ હોહાકાર સંભળાયો. હું કૈં ત્વરિત ગતિથી આગળ ધસ્યો. પ્રકાશિકાના ઘરના બારણા આગળ મનુષ્યોની મેદની જામી હતી. ઘરમાંથી ભયાનક અગ્નિની જ્વાલાઓ કાળાં આકાશને ભયંકર બનાવતી મનુષ્યોના હૃદયને કંપાયમાન કરતી હતી. હું હાંફળો ફાંફળો થઇને ટોળામાં ધુસ્યો. મારી દૃષ્ટિ ચોતરફ અમુક વ્યક્તિને શોધતી હતી. સવાઇલાલ અને સરસ્વતીબહેન બેબાકળાં બનીને "ઓ ઓ રે! ભાઇ! અરે! હજી બંબાવાળા કેમ નહીં આવ્યા? બધાં છોકરાં આવ્યાં? કોઈ અંદર તો નથી રહી ગયું?" વગેરે વાક્યો ઉન્માદની પેઠે બોલતાં આમતેમ દોડતાં હતાં. એમની આસપાસ એમનાં છોકરાંઓ પણ વીંટળાતાં દોડતાં જતાં હતાં. તેમાંના નાનાં દયામણાં થઇને રોતાં હતાં. મોટાં દિઙ્મૂઢ બની ફાટી આંખે ઘરમાંથી નીકળતા ભડકા જોઇ રહ્યાં હતાં. મેં ઝડપથી બધાં માણસો ગણી કાઢ્યાં. મારા હૈયામાંથી તેમજ મુખમાંથી એક ચીસ

પડાઇ ગઈ; મેં કૈં ક્રોધથી, કૈં ત્રાસથી સવાઇલાલનો ખભો પકડીને હલાવ્યો. "કાકા ! પ્રકાશિકા કયાં છે ?"

"ભાઈ! પ્રકાશિકા અંદર રહી ગઈ હોય એમ લાગે છે. ઓ પ્રભુ !"

હું આથી વધુ ઉશ્કેરાયો. 'પ્રભુને પછી નિરાંતે યાદ કરજો કાકા ! પણ ખરું કહોને, પ્રકાશિકા કયાં છે? એને અંદર રાખીને નીકળતાં તમારું મન માન્યું કેમ ?'

'ઓ ! ભાઈ ! પ્રકાશિકા પાછલા ખંડમાં એકલી સુતી હતી,' માબાપ બંનેએ ત્રુટક ત્રુટક બોલવા માંડયું. 'એકદમ ભડકા થઈ ઉઠ્યા ત્યારેજ—'

"બાકીનાં વાકયો હું સાંભળવા રહ્યો નહીં–રહી શકયો નહીં. સવાઇલાલ તો કોણ જાણે કયારેય એમનું ભાષણ પુરું કરત. એમને તો આટલાં છોકરાંમાંથી એક છોકરુંજ અંદર રહી ગયું હતું. પણ મારે—મારે તો?—મારું તો આખું જગત મારી નજર આગળથી સરી પડતું હતું. હું ઘર તરફ કુદ્યો. અનેક મનુષ્યોના ઘાંટા સંભળાયા: 'અરે અલ્યા ભાઈ ! કયાં જાઓ છો ? શું કરો છો ? બધા દાદરો સળગી ઉઠ્યા છે. અંદર નહીં જવાય. જવાશે તો પાછા નીકળાશેજ નહીં !

"પાછળથી અમારા કોઈ ઓળખીતાનો ઘાંટો પ્રચંડ રૂપે મને સંભળાયો: "સવાઇલાલભાઈ ! તમારી તે અક્કલ ગઈ છે ? છોકરી તો ગઇ એ તમારી હતી. પણ આ પારકાના છોકરાને એમાં હોમોછો ? અલ્યા, જોઈ શું રહ્યા છો ? પકડો એને. એ તો ગાંડો છે!

"મેં મારી ગતિ વધારી. મને તે વખતે કોઇ રોકી શકે તેમ નહોતું. હું પણ મારી જાતને રોકી શકત નહીં. દોડતાં દોડતાં મેં કોટ, ટોપી, પહેરણ વગેરે કાઢીને ફેંકી દીધાં. પગમાં જોડા હતા એથી બહુ સારું થઇ ગયું. દાદર સળગ્યો હતો ખરો, પણ મરણીઆ

થએલા માણસથી જઈ શકાય તેમ તો હતું જ. પાછા ફરતી વખતે તે માર્ગ બંધ થઈ જશે કે કેમ એ વિચાર કરવાનો મારે વખત પણ નહોતો તેમ ઇચ્છા પણ નહતી. દાદર પર ચઢતાં ચઢતાં ધોતીઆંનો કાછડો વાળી લીધો. દાદર ઉપર ચઢીને આગલા ખંડમાંથી હું પાછલા ખંડમાં દોડ્યો. વચમાં બે ત્રણ વખત આગની જીભે કાળ સમો સ્પર્શ મારાં અંગને કર્યો. પણ મને અસર થાય તેવી સ્થિતિમાં હું નહતો. પાછલા ખંડમાં મેં જોયું તો પ્રકાશિકા નહીં મળે ! બૂમ પાડીઃ 'પ્રકાશ ! પ્રકાશ ! તું ક્યાં છે ?' એટલામાં આગલા ખંડમાં કડડડ ભડાક ધમ કરીને કારમો અવાજ થયો. આગલા ખંડની છત નીચે તુટી પડીને ભડભડ બળવા માંડી હતી. આગલો માર્ગ મારે માટે બંધ થયો હતો ! મેં પાછો અવાજ કર્યો. 'પ્રકાશ ! પ્રકાશ ! બોલ તું ક્યાં છે ?' પણ જવાબ નહીં મળ્યો. મારાથી એ ખંડમાં પણ ઝાઝી વાર થોભાય એવું જણાતું ન હતું કારણ કે આગલા ખંડની જ્વાલા ત્યાં આવવા માંડી હતી. હું ત્યાંથી નાઠો. તે માળ ઉપર જેટલા ઓરડા હતા તેટલા ઓરડામાં, જ્વાલાથી નાસતો, દાઝતો, બળતો ઘૂમી આવ્યો, પણ પ્રકાશ નહીં જણાઈ. ગાંડાની પેઠે 'પ્રકાશ ! પ્રકાશ ! ઓ ભગવાન, મારી પ્રકાશ ક્યાં ? પ્રભુ ! મારું જીવન લઈને પણ એને તું જીવન આપ !' વગેરે વાક્યો બોલતો આગના ત્રાસથી નાસતો આમતેમ ભમવા લાગ્યો. એવામાં મારે પગે દાદર આવ્યો. એ દાદર સળગ્યો ન હતો. હું જ્વાલાના ત્રાસથી બચવા તે દાદરેથી નીચે ઉતર્યો. નીચેના ઓરડાની પાસેજ નાની પાણીઆરાની ઓરડી હતી એમ મને યાદ આવ્યું. મેં ફરીથી બૂમ મારી. સામેથી ધીમો અવાજ આવ્યોઃ 'કોણ કિશોર ? તમે અહીં ?'

મારું લાડનું નામ કિશોર હતું અને પ્રકાશિકા મને કિશોરજ કહેતી. પાણીઆરાની ઓરડીમાંથી આ ધીમો અવાજ નીકળ્યો હતો,

કીલ અંધારું હોવા છતાં મારે પગે ઘર ચઢી ગયું હોવાથી મને તે દિશા તરફ જતાં મુશ્કેલી લાગી નહીં. મેં ઉમરામાં પગ મૂક્યો. **મહા મુશ્કેલીએ, અંધાગમાં વિહ્વળ દશામાં અર્ધ બેઠેલી, અર્ધ સૂતેલી પ્રકાશને જોઈ. "પ્રકાશ! તું અહીં ક્યાંથી? શા માટે બહાર નીકળી નહીં? પણ એ વાત પછી. ચાલ, નાશીએ."** આટલું કહીને મેં તેને હાથ પકડીને લગભગ બલાત્કારે ઉઠાડી."

"નહીં, કિશોર! નહીં. મને બચાવવા તમે તમારી જીંદગી શા માટે જોખમમાં નાંખી? બચવાનો રસ્તો મને લાગતો નથી." પ્રકાશિકા ધીમું ધીમું બોલી.

"મેં ઉત્તર આપ્યા વિના એને બહાર ખેંચી. અમે દાદર પાસે આવ્યાં કે તરતજ પ્રચંડ અવાજ થયો અને દાદર ઉપર ચઢવાનો માર્ગ બંધ થઇ ગયો. હું આસપાસનાં બારણાં ફંફોસવા મંડ્યો પણ બધાં બારણાં બંધ હતાં. ઉઘડી શકે એમ નહતાં. તરતજ મને વિચાર આવ્યો. આમાંથી નાસી છુટવાનો યત્ન કરવો એ પણ મૂર્ખાઇજ છે. એક રીતે જોતાં એમ પણ હતું કે આ પ્રમાણે દાદરવાળી ઓરડી અને પાણીઆરું બચી શક્યાં એતું કારણ પણ આ જ હતું. કારણ કે તેની દિવાલોની ચારે તરફ ઇંટ અને છારાંના ઢગલા થઇ ગયા હતા. ગાઢ અંધકાર, દિવાલ અને ઇંટ અને છારાંના ઢગ વચ્ચે થઇને આવતી આછી પણ ભયાનક લાગતી ગરમી, દાદર ઉપરથી કોક કોક વાર જણાતી અગ્નિની ઉગ્ર જવાલા, લાકડાં, ભારવટીઆં, વળી, રંગ વગેરેના બળવાના અવાજ, કાચના ફુટવાના ધ્વનિ અને પાણીઆરાં અને દાદરવાળી ઓરડીમાં આમથી તેમ ફરતાં ફરતાં કોઇ શિકારીએ સહસા પાંજરામાં પુરેલ બે પ્રાણીઓ જેવાં જણાતાં અમે બે!

"મારે પગે જોડા અને શરીરે માત્ર બળીઝળી ગએલ ધોતી.

આનો કકડો એટલુંજ હતું. પ્રકાશિકા ગભરાટથી પહેલેથીજ નીચે ઉતરી આવેલી, એટલે એનાં લુગડાં તો અનામતજ હતાં. પરંતુ નાસતાં, ગભરાટથી અને આગની ક્રૂર જ્વાલામાંથી બચવા તેણે પોતાનો સાળુ કાઢીને ફેંકી દીધો હતો એટલે અંગે કમખો અને ચણીઓજ હતાં. માથાની વેણી ભયથી છુટી ગઈ હતી.

"મેં પ્રકાશનો હાથ પકડયો હતો તે છોડ્યોજ નહતો. મેં તેનો હાથ પકડી રાખ્યો છે એ વાતનું સ્મરણ પણ મને કે તેને નહોતું. હું ઉમરામાં બેઠો. પ્રકાશને પાસેજ બેસાડી. મેં પૂછ્યું: "પ્રકાશ, પણ તું આવી જગ્યામાં ક્યાંથી?"

"સ્થિતિના પ્રમાણમાં મને કે પ્રકાશિકાને ભય લાગતો ન હતો એ આશ્ચર્યજનક છે. મેં જ્યારે તેને પ્રથમ જોઇ ત્યારે તે ભયથી ધ્રુજતી, લગભગ દિવાના જેવી હતી. પણ હવે મેં જોયું ત્યારે તો એનું મુખ મારા જેટલુંજ શાંત લાગ્યું. હું અગાઉ કહી ગયો તે પ્રમાણે અમે જાણે એકાંતમાં સહસાજ મળી ગયાં હોઇએ એમ એકજ ઉમરા ઉપર પાસે પાસે બેઠાં હતાં. ફેર એટલો હતો કે સામાન્ય રીતે જ્યારે અમે આવી રીતે મળતાં ત્યારે અમારા ઉભયના હૃદયમાં સંકોચ ઉભો થતો, એકેકની સાથે બોલવામાં અમને મુશ્કેલી લાગતી. અમારાં મોં ઉપર લાલાશ ચઢી આવતી. અત્યારે એમાંનું કૈં થયું નહીં. મારાં શરીરની સાથે ચંપાઇને પ્રકાશ બેઠી હતી. એનું મસ્તક મારા ખભા ઉપર હતું. એના બંને હાથ મારા ખોળામાં હતા. છતાં અમને સંકોચ નહોતો!

"આગના અને લોકોના અવાજથી અને કૈં ગરમીથી પણ હું જ્યારે ઉંઘમાંથી એકદમ જાગી ઉઠી ત્યારે મારો ખંડ અંધારોજ હતો. ખંડના બારણાથી થોડે દૂર કૈં સળગતું હતું પણ ત્યાં ગરમી બહુ હતી. જે પહેલો દાદર પગ નીચે આવ્યો તે દાદર ઉપરથી હું ઉતરી પડી. અહીં આવીને જોઉં છું તો આસપાસનાં

બારણાં ઉઘાડી શકાય તેમ નહોતાં. એટલે કોણ જાણે શાથી મને બીજા યત્ન કરવાની વૃત્તિજ થઈ નહીં ને હું અહીં જમીન ઉપર સૂઈ ગઈ. મને ભય લાગતો હતો પણ મોતનો નહીં. હું એકલી હતી એથીજ બીક લાગતી હતી. પણ તમે તો નાટક જોવા ગયા હતા! તમે અહીં ક્યાંથી? અને બીજાં બધાં–બધાં બચ્યાં છે? તમે જાણો છો?" પ્રકાશિકા બોલી.

"હા, બધાંજ બચી ગયાં છે. હું નાટકમાંથી આવ્યો અને બહાર ટોળામાં મેં તને નહીં જોઇ એટલે કાકાને પૂછ્યું. તેમણે તું અંદર છે એટલું કહ્યું એટલે હું આવ્યો." મેં જવાબ દીધો.

"અને–અને પરિણામનો પણ વિચાર કર્યો નહીં. હવે?" પ્રકાશિકાએ પૂછ્યું.

"હવે તો જે થાય તે ખરૂં; બચી પણ જઇએ." મેં ઉત્તર આપ્યો.

"કિશોર! હું એમ ગભરાઇશ નહીં, માટે નાહક ખોટું શું કામ બોલો છો?" પ્રકાશિકા બોલી. "આમાં છેવટે મોતજ છે."

મેં તરત કશો ઉત્તર આપ્યો નહીં. આગ વધુ ઉગ્ર સ્વરૂપ લે એવી ઈચ્છા–ઉત્કટ ઇચ્છા મારા હૃદયને ઘેરી લેવા લાગી. આટ-આટલાં વર્ષોનાં સમાજનાં બંધનો સરી પડતાં હોય એમ લાગ્યું. મોત સમીપ આવતાં ફરજો ઝાંખી પડવા લાગી. તીવ્ર વર્તમાન-કાલમાં અનિશ્ચિત ભવિષ્યકાલની સત્તા નબળી પડી ગઈ. હું અને પ્રકાશ એકેકને વળગીને, એકેકનાં મુખ લગભગ અડકાડીને ઘેરા અંધકારને અને વચમાં વચમાં ઝબકતી આગની કાલસમી શિખા-ઓને નીરખી રહ્યાં. આગના ફુંફાડા, પડતી ભીંતોના કડેડાટા, ઈંટ, નળીઆં, છારાં વગેરેના અવાજો અમે કૈંક અપૂર્વ અને ગૂઢ શાંતિથી સાંભળી રહ્યાં.

"પ્રકાશ!" હું બોલ્યો, "અત્યારે મોત આવે એટલું મારૂં

સુભાગ્ય હશે ? પણ ના ના, મારે શા માટે એટલા સ્વાર્થી થવું ? મારાં જીવનનું લક્ષ્ય પ્રકાશ મને મૃત્યુના માર્ગેજ મળી શકે એમ છે એટલે મારે તો આ વખતે મોત માંગવુંજ રહ્યું. પણ તારૂં શું ? યૌવનને આંગણે ઉભેલી તું, સમાજમાં તારૂં કેવું ઉંચું સ્થાન! તારે મોત શા માટે જોઇએ ?" મારાથી આટલું બોલાઇ તો ગયું, પણ બોલ્યા પછી ઉત્તર શો મળશે એ વિચારથી હું કંપી ઉઠ્યો. મને અનેક વિચાર એક ક્ષણમાં આવી ગયા. કોઈ વેળા નહીં અને આજે આવે વખતે મેં મારૂં હૈયું શીદ ખોલી દીધું હશે ? હું બીજોજ વિષય કાઢી ઉત્તર ઉડાવવાનો યત્ન કરતો હતો એટલામાંજ પ્રકાશ મારા શરીર સાથે વધુ દબાતી, મને જાણે ભેટતીજ નહીં હોય તે પ્રમાણે મારી સોડમાં છુપાતી બોલી, "કિશોર, ઉત્તર મોંનાજ જોઇએ ? હૈયાંના નહીં ચાલે ? પણ હશે. મારા ઉત્તરથી પણ જો હું તમને સુખ આપી શકતી હોઉં તો શા માટે નહીં આપું ? તમારી વાત તમે જાણો. હું તો, ગઈ કાલે તમે આ પ્રશ્ન પૂછયો હોત તો આશ્ચર્યથી આભીજ બની હોત. પણ અત્યારે તો એનો ઉત્તર એકજ લાગે છે; મારે પણ જીવનમાં બીજી આશા નથી લાગતી—બીજો લોભ મને નથી આકર્ષતો. ગમે તે કારણ હો પણ અત્યારે તો મોતમાંજ જીવન જણાય છે."

"હું અને પ્રકાશ એકેકની સોડમાં વધુ ભરાયાં. દાદરવાળી ઓરડીની છત હાલતી હોય એમ જણાયું. સહસાજ, આત્માને પૂછ્યા વિના શરીરે બચવાના યત્ન આદર્યા. અમે બંને પાણીઆરાં-વાળી ઓરડીમાં ખસ્યાં. બીજીજ ક્ષણે મોટો અવાજ. દાદર ઉપરથી તુટતાં ઘરનો કાટ પડ્યો. માત્ર પાણીઆરાની ચાર પાંચ ફુટની જગ્યાજ સલામત રહી ગઇ. પ્રથમ આઘાતની અસરમાંથી મુક્ત થતાં પ્રકાશ મને બાઝતી બોલી. "કિશોર ! પ્રિયમાં પ્રિય વસ્તુને માટે મરવું સહેલું છે પણ મૃત્યુને પોતાની જાતે આમંત્રણ અપાતું નથી.

આપણે બંને શા માટે ખસ્યાં ?"

"પ્રકાશના શબ્દોથી મારી છાતી વીંધાઇ. હું જરાક ખશીઆણો પડી ગયો. પણ હજી પણ હું એટલું તો કહી શકું કે અમે ભીરુ નહોતાં–મૃત્યુથી ડર્યાં નહતાં. ઉમરામાંથી અમે ખસ્યાં એ માત્ર આ જીવનમાં જેટલી પળ વધુ ગળાય તેટલી ગાળવાના લોભમાંજ. મૃત્યુને ટાળવાને નહીં.

"અંધકારમાં અમે ઉભય એકેકને બાઝીને ધડીકમાં ઉભાં થતાં, ધડીકમાં બેસતાં, એકેકની આકૃતિ, તેના એકેએક અવયવ, એકેએક અવયવની રેખા અમારાં અંતરમાં કોરી રાખવાના યત્ન કરતાં, મૃત્યુના આગમનની વાટ જોઈ રહ્યાં. જ્યારે પણ તે આવે ત્યારે બંને સાથેજ તેના ભોગ થઇ પડીએ એવી આતુરતા ઉભયના હૃદયમાં વ્યાપી રહી હતી.

× × × ×

"કેટલો કાલ ગયો હશે તેની તે સમયે શી ખબર ? અચાનક એક ભીંત ઉપરથી મટોડી અને ચુનો પડવા માંડ્યાં. હું અને પ્રકાશ સાવધાન થઇ ગયાં.

" પ્રકાશ ! મારી પ્રકાશ !"

" કિશોર ! મારા કિશોર !"

"ભીંત હાલવા લાગી. મૃત્યુ–અમારા મનથી જીવન–પોતાની શાંતિમય છાયામાં અમને ઉભયને લઈ જવા પાસે આવ્યું હતું. ઉભયનાં હૈયાં કૈં વિચિત્ર ઉન્માદ, વિચિત્ર આનંદ, વિચિત્ર ઊર્મિઓનાં તોફાનથી ખળભળી ઉઠ્યા હતાં. "પ્રકાશ ! આપણા નવજીવનના આરંભમાં એક–એક ચુંબન આપ. આપીશ ?" અવાજ બોલતાં ફાટતો હતો છતાં હું બોલ્યો.

"ઉત્તરમાં પ્રકાશનું મુખ ધીમે ધીમે ઉંચું થયું. તેના વીખરાયલા વાળની લટોને મેં ધ્રુજતે હાથે ખસેડી. મારું મોં મેં નીચું

કર્યું. એક આલિંગનમાં-એક ચુંબનમાં અમારું સારું એ જીવન રેડાયું.

"મોટો અવાજ થયો. ભીંતમાં મોટું ગાબડું પડ્યું. સહસા પ્રકાશ અમારા મુખ ઉપર પડ્યો. "અરે! અલ્યા, આ જગ્યાએ તો કોક માણસો છે! સાચવીને ભીંત તોડજો. ગભરાશો નહીં. તમે બચી ગયાં છો!"

"પ્રકાશ!" મારો અવાજ ફાટી ગયો.

"કિશોર" સામો ત્રુટતો અવાજ નીકળ્યો.

"ઓ ભગવાન! આ તે જીવન કે મૃત્યુ?" ઉભયનાં હૈયાં ચીરાઇને સાદ નીકળ્યા.

× × × ×

"બીજે કે ત્રીજે દિવસે હું ત્યાંથી ઘેર જવા નીકળ્યો. તેમની પુત્રીને બચાવવા મેં મારો જાન જોખમમાં નાંખ્યો એના બદલામાં સવાઇલાલે અને સરસ્વતીએ મારાં ભારોભાર વખાણ કર્યાં, વર્તમાન પત્રોદ્વારા પણ કરાવ્યાં. સ્ટેશને જતી વખતે મને સવાઇલાલે એક સોનાની ઘડીઆલ આ પ્રસંગના સ્મરણાર્થે આપી. ઢાંકણું ઉઘાડીને મને તેમણે ખાસ વંચાવ્યું:

"મારો પ્રાણ બચાવવા જે ભાઇએ પોતાનો પ્રાણ જોખમમાં નાખ્યો તે ભાઇ કિશોરને,

લી. તેમની બહેન **પ્રકાશિકા.**"

"હું દાદર નીચે ઉતરતો હતો તે વખતે આખાં ઘરે મને 'આવજો, આવજો'ના ઘાંટાએ વધાવી લીધો. માત્ર પ્રકાશ ત્યાં નહોતી!

"કૈંક અમુક સંજોગોને લઇને, પછી મારાથી ત્યાં વેકેશનોમાં જવાયુંજ નહીં. કુટુંબો વચ્ચેનો પ્રેમ ઘસાતો ચાલ્યો. આજે લગભગ અમે સૌ એકેકને અપરિચિતજ લાગીએ છીએ. ભૂતકાલના ભડકામાંથી માત્ર આટલુંજ રહી ગયું છે. "બેસતાં વર્ષને દિવસે હું પ્રકાશિકાને પત્ર લખું છું, પ્રકાશિકા મને લખે છે."

× × × ×

આટલામાં જગમોહનનાં પત્નીનો વહાલસોયો અવાજ આવ્યોઃ "હવે તમારે બેઉએ ના'વું ધોવું છે કે નહીં? બારણે બાર થવા આવ્યા! બેસતાં વર્ષને દિવસે તમારા ઢંગ તો જુઓ!" આટલું કહેતાં કહેતાં એ બહાર નીકળ્યાં. અમારા બેના આળસુપણા ઉપર ટીકા કરતાં, મીઠું મીઠું હસતાં અમારી આગળ ઉનાં ઉનાં ભજીઆં એમણે ધર્યાં. "લ્યો આમ ને આમજ પેટ ભરી દ્યો કે પછી પાટલા ઉપર બેસવાનુંજ નહીં."

"હા હા હા હા! જોયું?" જગુભાઈ—જે જગુભાઇને હું આજ સુધી ઓળખતો આવ્યો હતો તેજ હાસ્યરસની મૂર્તિસમા જગુભાઈ પ્રચંડ હાસ્ય કરતા કરતા બોલ્યા. "અરે આતો માત્ર શુભ શરુઆત છે, પાટલે બેસીને આજે તમારી રસોઇ ખુટાડીએ નહીં તો અમારું નામ ખોટું! સમજી? સવારના બે ચાર ખુડકા શેવના માર્યાં અને હવે આ ત્રણ ચાર ભજીઆં ખાઇશું એટલે પેટ ભરાઈ જવાનું કે? જો જે! એવી ભૂલમાં રહેતીજ નહીં."





## : આખર જુદાઇ સરપે ખડી હય :

"વાજાંવાળા આવ્યા કે નહીં' 'વરરાજા તૈયાર થયા કે નહીં ?' 'અરે છગનભાઇ! મગનભાઇને તમે દીઠા છે ?' 'અણીને જ વખતે મણિબહેન બહાર ચાલ્યાં જાય છે; એમનેય પછી કહીશું તો ગુસ્સો લાગશે,' આવાં સેંકડો વાક્યો, હજારો ઉદ્ગારો, વિહ્વળ બનેલાં, ઉશ્કેરાયલાં મનુષ્યોના હૃદયમાંથી નીકળતાં જતાં હતાં. 'વાજાંવાળા આવ્યા'ની બુમો થઇ રહી. વાજાંવાળા આવ્યા પણ ખરા અને કાન ફાડી નાખે તેવા અવાજે વાજું શરૂ પણ થઇ ચુક્યું. આ વાજાંના અવાજને ભેદીને ઘાંટો નીકળે તોજ સંભળાય એમ હોવાથી સ્ત્રીપુરૂષોના અવાજ પણ મોટા થયા. કોલાહલ ઘણો વધ્યો. બહેનો ખોવાઇ ગઇ. વળી જડી. એટલામાં ગોર જ જણાયા નહીં, એ જણાયા એટલામાં મામા રીસાણા. અને એ મનાયા એટલે વરરાજા યોગ્ય વસ્ત્રાભૂષણ પહેરી, ગળામાં મોટા હાર ઘાલી ધીમે પગલે બહાર નીકળ્યા.

વરઘોડો ચાલ્યો........

વરઘોડો કેવી રીતે આગળ ચાલ્યો, રસ્તામાં કેવી અડચણો પડી, કયે રસ્તે વરઘોડો લઇ જવો એ બાબતમાં વરરાજાના ત્રણ

સગા અને બે સ્નેહીઓ વચ્ચે કેવી ઝપાઝપી થઇ અને આખરે મોડું થઇ જવાથી રસ્તામાંથી જ કેવી રીતે ફીટસનો મંગાવવામાં આવ્યાં, અને છેવટે વરઘોડો કેવી રીતે કૈં પણ વધુ હરકત વિના કન્યાના ઘર આગળ આવી પહોંચ્યો—એનું વર્ણન બહુ રસમય થઇ શકે. પણ વરઘોડા કોનાથી અજાણ્યા છે ?

વરરાજાને મામા હાથ પકડીને માંડવાને તોરણે બાજઠ ઉપર લઇ ગયા. તેમને પોંકવાને માટે સાસુને બોલાવવા ગોરનો ઘાંટો, સ્ત્રીઓમાં હજાર જુદા જુદા સુરથી ગવાતાં ગીત, વાજાં અને ત્રાંસાંના ઘોંઘાટને ભેદીને સાસરીઆં પક્ષને કંપાવતો વાતાવરણમાં પ્રસરી રહ્યો. સાસુને આવતાં જરા વાર લાગી.

બીજવરના હૃદયમાં વિચારતરંગ ઉદ્‌ભવ્યા. તેની પરંપરા તેના હૈયાને વીંધવા લાગી. આસપાસનો ઘોંઘાટ, સગાંસંબંધીઓ વગેરે તેના હૃદયચક્ષુથી અદૃશ્ય થઈ ગયાં. તેને સ્થાને ગતકાલનાં સ્મરણોએ પોતાનું સામ્રાજ્ય પ્રસરાવ્યું......

" ઓહ ! હું અહીં ! શા માટે ? ક્યાં નવાં સુખને માટે ? ક્યાં નવાં દુઃખને માટે ? સુખ અને દુઃખ માણવાને માટે અમુક સમયની મર્યાદાની જરૂર છે ? કોઇ મનુષ્ય અમુક સુખદુઃખ ત્રીસ વર્ષમાં માણે. કોઇ મનુષ્ય તેટલાં જ સુખદુઃખ ત્રીસ મીનીટમાં પણ માણી શકે છે; તો હું પાછો શેની શોધમાં નીકળ્યો છું ?

" હું યુવાન હતો. સંસારને બદલે સ્વપ્નસૃષ્ટિમાં રાચતો, સ્ત્રી એ શબ્દમાં પવિત્રતા અને તેજના અર્ક જોતો. એવી મનોદશામાં મારા વિવાહ થયા અને એ જ મનોદશામાં મેં પ્રથમ એને જોઇ.

" પ્રાતઃકાલનો સમય, અમારાં અર્ધનિદ્રાવશ ગામમાં લોક પુરાં જાગૃત પણ થયેલાં નહીં. ગંદી શેરીઓ પણ પોતાના વતનની હોઈ કેવી દિવ્ય લાગતી હતી ! ટાંગો ખડખડ ભડભડ કરતો ચાલ્યો જતો હતો એટલામાં એનું ઘર આવ્યું. સહસા મારી દૃષ્ટિ એના



એક છત્રી ધરીને અમે એ લપાઈને બેઠાં.

પાનું ૨૨.

ઘરના ગોખ તરફ ગઇ. મેં એને દીઠી.

"માત્ર એક ક્ષણ જ મેં એને દીઠી પણ એ પ્રસંગ હજી એવો ને એવો મારાં હૃદયચક્ષુ સમીપ જીવંત ઉભો છે. નહીં પુરી બાલિકા—નહીં પુરી યુવતી. સ્વપ્નસૃષ્ટિમાં ઘડાયેલ, પવિત્ર ભાવનાઓથી જ રચાયેલ જે પ્રતિમા યુવકની આંખ આગળ અહોનિશ 'આઇડીઅલ' તરીકે તર્યા કરતી હતી તે પ્રતિમાનું સ્થાન આ નહીં પુરી બાલિકા કે નહીં પુરી યુવતીએ લીધું. હા, મેં એને તે દિવસે એજ પ્રમાણે દીઠી. તે ક્ષણનો આનંદ! તે દિવ્ય સુખ! હા, મને તે આનંદ, તે સુખ પ્રાપ્ત થયાં હતાં.

"થોડો સમય વહી ગયો. રાત્રિ હતી. પૂર્ણિમા હતી. ચન્દ્રિકાનો પ્રકાશ અમારા ગૃહને અજવાળતો સારા જગતને પોતાના પ્રકાશથી સ્નાન કરાવી રહ્યો હતો. મનુષ્યજીવનના ત્રણ દિવ્ય, ગૂઢ પ્રસંગોમાંથી—જન્મ, લગ્ન અને મૃત્યુમાંથી—દ્વિતીય પ્રસંગ હું અનુભવી રહ્યો હતો. શું દ્રવ્યવાન કે શું દીન મનુષ્યો એ ત્રણે પ્રસંગોમાંથી ઉત્પન્ન થતી ઊર્મિઓ—સુખ અને દુઃખની અંતિમ સીમાઓ ઉઘાડતી ઉન્મત્ત ઊર્મિઓથી અજાણ્યા નથી. સુખ અને દુઃખ તેમના અતિ તીવ્ર સ્વરૂપમાં લગભગ એકજ પ્રકારની મનોદશા ઉત્પન્ન કરે છે. હું તેવી મનોદશામાં ગોથાં ખાતે ચન્દ્રપ્રકાશ નીરખી રહ્યો હતો તેવામાં સહસા મારા ગળામાં પુષ્પનો હાર પડયો. હું ચમકયો. પાછળ ફરીને જોઉં છું...લગ્ન પછીનું આ પ્રથમ દર્શન!

"ઘણાં ય વર્ષો થઈ ગયાં. આજ પણ હું એ દૃશ્ય જોઇ શકું છું. સુંદર વસ્ત્રો, સુંદરતર આભૂષણો અને સૌથી સુંદર, સર્વોત્તમ, તે વસ્ત્રો અને તે આભૂષણોને ચીરીને નીકળતી તેની આકૃતિ! એ આકૃતિના અણુએ અણુમાંથી ઝરતા પ્રેમનાં પાન મેં કર્યાં છે. હવે વધુ કેવાં પાનની ઇચ્છા છે? હૈયાંની તરસ હજી છીપી નથી?

"વળી થોડો સમય ગયો. ચોમાસાની સાંઝ હતી. વરસાદ નહોતો આવતો જાણી અમે બે બહાર નીકળ્યાં હતાં. જઇને એક એકાંત ઝાડીમાં એક વૃક્ષની છાયામાં બેઠાં. અચાનક વાદળાં ચઢી આવ્યાં. આકાશ ઘનઘોર થઇ ગયું. વીજળીના ચમકારા સ્નેહી હૈયામાં સ્નેહનાં અદ્‌ભુત આંદોલનો ઉત્પન્ન કરતા હૃદયમાં ભયથી મિશ્ર આનંદના કારણભૂત થઇ પડ્યા. 'પાછાં જઇએ ? પાછાં જવાશે?' એ પ્રશ્નો એકેકને પુછીએ તે પહેલાં તો વરસાદ તુટી પડયો. ઝાડીમાં કે તેની આસપાસના માર્ગ ઉપર કોઈ પણ માણસનો પગરવ નહોતો. બે વચ્ચે અમારે એક જ છત્રી હતી. **વૃક્ષની છાયા નીચે આ એક છત્રી ધરીને અમે બે લપાઇને બેઠાં.** છત્રી નામનું જ રક્ષણ કરતી હતી. પવન ફુંફાડા મારતો એટલે વરસાદનું પાણી અમને ઉભયનેં પલાળી નાખતું હતું. નબળી પ્રકૃતિને લઇને એ ધ્રુજવા માંડી. મેં એને મારા ભુજપાશમાં લીધી. મારો કોટ એના ધ્રુજતા અંગની આસપાસ વીંટાળ્યો......

"હૃદયની મસ્ત ઊર્મિઓને તાદશ રૂપ આપતાં હોય તેવાં કુદરતનાં તે દિવસનાં અનેરાં સ્વરૂપ ! મદોન્મત્ત હાથીની પેઠે ઉછળતો પવન, સ્વચ્છંદે પ્રેમમત્ત થયેલો હોય તેવો પ્રચંડ વરસાદ, દિવ્યતાનું ભવ્ય સ્વરૂપે ભાન કરાવતી કારમી વીજળી, ભીષણ સ્વરૂપે અનંતતાનું સ્મરણ કરાવતો વધતો જતો અંધકાર અને આ સર્વની વચમાં વૃક્ષના થડ પાસે પવનથી ધ્રુજતાં, પાણીથી તરબોળ થતાં, વીજળીથી છળાતાં અમે બે ! સ્નેહીઓને આથી વધુ શું જોઇએ ? સારા જગતમાં અમારા સિવાય કોઇ અન્ય મનુષ્ય જ નહીં હોય એમ અમને ભાસતું હતું. ત્યાં બેઠે બેઠે સુખના યુગના યુગ વહી ગયા હોય એમ અમારાં હૈયાંને થતું હતું......સુખની પરાકાષ્ઠા તે દિવસે અનુભવી. ઉભય આત્મા પોતપોતાનું ભિન્નત્વ ભુલી જઇને એક થઈ ગયા હોય એમ લાગ્યું. તે વખતે વીજળી

તે ઝાડ ઉપર કેમ ન પડી ? આટલું અનુભવ્યા પછી હું કયું નવીન સુખ અનુભવવાની ઇચ્છા રાખું છું ?.................

“ રાત્રિના દોઢેકનો સુમાર હતો. બંગલાની ચોકી કરવા ફરતા ભૈયા અને પઠાણોના પડકાર રાત્રિએ બીહામણા લાગતા કોઈ કોઇ જગ્યાએથી સંભળાતા હતા. વચમાં વચમાં એન્જીનોની કારમી ચીસો અને કેબીનના ઘંટા મૃત્યુના દૂતોના જુદા જુદા શંખનાદ હોય તે પ્રમાણે હૃદયને સાલતા હતા. વાડામાં કોઇ કોઇ વખત કુતરાં ભસતાં હતાં–રડતાં હતાં. આકાશમાં પૂર્ણિમા હતી. કુદરતની કલા–વિધાતાનાં નખરાં અદ્વિતીય, અદ્‌ભુત છે. આજ પૂર્ણિમામાં સ્નાન કરતાં અનેક પ્રેમી યુગલ આ સમયને પોતાના ઉછળતા પ્રેમના પ્રતિબિંબ સમો ધારતાં હશે. અહીં એ મૃત્યુશય્યા ઉપર હતી. અમે પાંચસાત મનુષ્યો તેની આસપાસ બેઠાં હતાં; બેઠાં બેઠાં મૃત્યુનું ભવ્ય આગમન ફાટી આંખે નીહાળી રહ્યાં હતાં. ઘડીકમાં તેનાથી ડરતાં, ઘડીકમાં તેના દિવ્ય તેજમાં અંજાતાં, ઘડીકમાં મૃત્યુ જેને પોતાના પરમ શાંતિમય પડખામાં બોલાવી લે છે તેની ઇર્ષ્યા કરતાં, આ લોકમાંથી સરી જતી એને જોઈ રહ્યાં હતાં.

“ પ્રલયકાળ સમા તોફાનની આપણે વાતો સાંભળી હશે. પ્રચંડ મહાસાગરના પટ ઉપર ઝોલાં ખાતી નાની, ક્ષુદ્ર કીસ્તી. દરેક પલે તે પ્રચંડ મહાસાગર આ નાની, ક્ષુદ્ર કીસ્તીને પોતાના ઉદરમાં ગળી જવાનો હોય તેવાં દશ્યોનાં વર્ણનો ઘણાંએ સાંભળ્યા હશે–અનેકોએ જોયાં પણ હશે. ભયાનક અગ્નિની જ્વાલામાં સપડાયેલ કોઇ મહા ઇમારત, તેમાં સપડાતાં કો દીન મનુષ્યનું દશ્ય ઘણાઓએ નીરખ્યું હશે. આવા પ્રસંગો વર્ણવવા એ સહેલા છે–પ્રમાણમાં સહેલા છે; પણ પ્રત્યેક ક્ષણે મૃત્યુનો આમંત્રણનાદ સાંભળી આ જગતને છોડી જતાં સ્નેહીનું દશ્ય જોવું અને એનું વર્ણન કરવું એ અશક્ય છે. તે સમયે આપણાં હૈયાં શાને તુટી

જતાં નથી ? આ દુઃખની પરાકાષ્ઠા—આ ઉંડો ઝખમ મારા હૈયાએ સહ્યો છે.

" લગ્ન પછી ચન્દ્રિકાએ પ્રથમ દર્શન કરાવી પ્રેમામૃત પાયાં. તે જ ચન્દ્રિકાએ અંતિમ દર્શન (અંતિમ લખું ? મૃત્યુ પછી પુનર્મિલન થશે?) કરાવી વિયોગામૃતનું પાન કરાવ્યું. સુખની અવધિ જોઈ, દુઃખની પરાકાષ્ઠા જોઈ. હવે શેની સંપૂર્ણતા સાધવાને હું તલસી રહ્યો છું ? હવે કઇ તૃષા છીપાવવી બાકી છે ? ... ...

* * * *

" લ્યો, આ સાસુ આવ્યાં—કેમ આટલી વાર લાગી ? " ગોરનો કર્કશ ઘાંટો નીકળ્યો. બીજવર ચમકયો—હૃદયના વિચાર-તરંગની પરંપરા તુટી. સાસુએ જમાઇને વધાવ્યા. બીજવરે માંહ્યરામાં પગ મૂક્યો.



## ભૂતોના ભડકા



તેમાંથી બાળકબુદ્ધિએ મેં લગાર પાણી મોંમાં નાંખ્યું.

[ પાનું ૨૬ ]



રાત્રિ હતી. આકાશમાંથી ચંદ્રનું તેજ કોઇ વીજળી સમી સ્ત્રીની આંખમાંથી પડતાં આંસુડાંશું પૃથ્વિપટે નીતરતું હતું. આછી આછી વાદળીઓ આ તેજમાં રમતી આમથી તેમ ફરતી હતી. દૂર દૂર સુધી જણાતા આગીઆ કીડાશા દેખાતા સિગ્નલના દીવા ઘડીકમાં રાતા દેખાતા ઘડીકમાં લીલા થતા હૃદયને ચમકાવતા હતા. આઘેથી વૃક્ષોની ઘેરી ઘટાને ભેદતી, રાતની શાંતિમાં વિંધી નાખતી એંજીનની તીવ્ર, કર્કશ વ્હીસલ સંભળાતી હતી: જાણે દુ:ખી આત્માની કારમી ચીસ. અવાજ વધતો જતો હતો. યાર્ડમાંથી માલના ડબાને ખેંચી જતુ એંજીન વ્હીસલ મારવા મંડ્યું. તેની પૂઠે પૈડાંના ખડખડાટ, સાંકળના ખણખણાટ વરાળનો ભક્, ભક્ ધ્વનિ, ચંદ્રના તેજમાં કાંઇક અદ્ભુત, દિવ્ય દિલગીરી જગાડતા હતા.

હું એક નાની બારી આગળ બેશીને વાંચતો હતો, ઘડીકમાં ચંદ્રના પ્રકાશમાં આત્માને સ્નાન કરાવતો, ઘડીકમાં એંજીનની વ્હીસલ નાના બાળક પેઠે આનંદથી સાંભળતો, ઘડીકમાં તેજ વ્હીસલના ભયથી ચમકતો, લાલ–લીલા દીવા ભણી નજર કરતો વાંચતો હતો. આંખ વાંચતી હતી. આત્મા સાંભળતો ન હતો. આત્મા તો અનિલની ઝોલે ચઢીને ક્યાં ક્યાં ઉડતો હતો. શે મપાય તેના ઉડવાના ઉંચાણ–તેના વિચારના ઉંડાણ?

સહસા એક નાની વાદળીએ ચંદ્રને ઘેર્યો. પૃથ્વિ અંધકારમાં લિપ્ત થઇ ગઇ. આત્મા અંધકારને જોઇને છળ્યો. એકાંત, ગાઢ એકાંત આત્માને સાલવા લાગ્યું. એંજીનની વ્હીસલ અને અન્ય ધ્વનિ પાપના પડઘા હોય તેમ ભયંકર લાગ્યા. ઉંચાણમાં ઉડવાની શક્તિ, ઉંડાણમાં ઉતરવાનું બળ, આત્મામાંથી અદ્દશ્ય થતાં હોય એમ જણાયું. શિથિલતા—જીવનની શિથિલતાનો સ્પર્શ આત્માને થયો અને સર્વત્ર ગાઢ નિરાશા જણાઇ.

વાદળી આગળ ચાલી ગઇ. ચંદ્ર પુનઃ ચળકયો. ચંદ્રિકા ઉત્સાહથી, આનંદથી પૃથ્વિને પ્રકાશમય કરવા લાગી. આત્મા પુનઃ સબળ થયો. નિર્બળતા નાશ પામી. નિરાશાના ગાઢ પટને છેદીને અમર આશા બહાર તરવરી નીકળી. આત્મા ચંદ્રિકાનું મોંઘેરૂં મૂલ્ય સમજ્યો—અનુપમ સૌંદર્યને ઓળખી શકયો. ચંદ્રને આકાશમાંથી લઇને પોતાના હૈયામાં અહોર્નિશ સંતાડી રાખવા ઇચ્છા થઇ. **બારી આગળના એક નાના કુંડામાંના નિર્મળ પાણીમાં તેનું પ્રતિબિંબ પડતું હતું, તેમાંથી બાળકબુદ્ધિએ મેં લગાર પાણી મોંમાં નાખ્યું.** આત્માને સંતોષ મળ્યો—દીન જીવનમાં સ્નેહના સાગર ઉછળવા લાગ્યા.

* * * *

રાત્રિ હતી.

ધમઘોર ઘેરા આકાશમાં ઘેરી ઘેરી વાદળીઓ કાળા મહાસાગરમાંના પ્રચંડ તરંગો પેઠે સ્મશાન કાંઠે ઉડતા ભૂતના ઓળાશી દોડતી હતી, ઉછળતી હતી. વિશાળ સમુદ્રનું હૃદય કે માનવ હૃદય પેઠે અનેક તરંગોથી તરવરતું હતું: દુઃખના ઉછાળાથી ધબકતું હોયને જાણે! ઉછળતા તરંગોનો ઘોષ સમસમ કરતા પવનમાં ભળીને ચારે દિશામાં સંભળાતો હતો.

નાની પણ સ્વચ્છ ઓરડીમાં ઝીણોશો દીવો બળતો હતો.

કોરે એક ખાટલો હતો, ખાટલામાં અતિથિ સુતો હતો. હૃદયમાં આશા નથી અતિથિના, વેગ નથી, નથી ઉત્સાહ; નથી આભ જેવા ઊંચા અભિલાષ. નિરાશાના વજ્ર જેવાં બાણુ સહી સહીને મરતાં હતાં, ઉભય—આત્મા અને અંગ, અંગમાં તાવ હતો. આત્મામાં નિરાશા હતી. પરાભવ પામતો આ ઉભયના બલથી વિધિના અનિવાર્ય વેગમાં અતિથિ ઘસડાતો હતો.

કમાડ ઉઘડ્યું. દીવો ઝળ્યો. પવનથી હોલવાઉં હોલવાઉં થતો દીવો ભીંત ઉપરના પડછાયાને નચવવા લાગ્યો. ઓળાથી ચમકતા અતિથિએ તાવથી ભરેલી આંખ્યો ઉઘાડી જોવાનો પ્રયત્ન કર્યો. કમાડના ઉંબરને ઓળંગીને એક કુમારિકા—યૌવનને આંગણે ઉભેલી, સૌંદર્યને હિંચોળે હિંચતી એક યુવતી અંદર આવી. દીવો રખે હોલવાઇ જાય તેથી આવીને તેણે બારણું પાછું ઢાંક્યું. ઝાંખા દીવાના પ્રકાશમાં સુંદરીનું અદ્‌ભુત સૌંદર્ય હઝાર ગણું ખીલતું અતિથિની નિરાશાભરી, નિરૂત્સાહી આંખ્યોને ઝિંદગીની ઝાંખી કરાવવા લાગ્યું. સુંદરીએ પહેરેલો સાળુ કે વનદેવીની જાણે પાંખો! પગલાંથી તો પડતા કુમકુમના શેરડા; પાશ્ચાત્ય ચિત્રકારો ઉપર નકલ કરવાનું તોહમત મૂકતા તેના આરસશા હસ્તની અંગુલિમાંથી ઝરતી હતી તેજની ધારા. પરંતુ તેના મુખસૌંદર્ય આગળ સર્વ ગૌણપદ ભોગવતું. ગુલની પાંદડીશા તેના ઓષ્ઠે, કમળ ખીલે તેમ નાચતી તેની આંખ્યોએ ઓરડીમાં સ્થાપ્યું સ્વર્ગ.

સુંદરી—કુમારિકા દીવા આગળ આવી. એક શીશીમાંથી નાની પ્યાલીમાં ઔષધ રેડ્યું. અતિથિ નિદ્રામાં છે, કે જાગે છે એ જોવા સુંદરીના નયનો ખાટલા ભણી વળ્યાં. જાગ્રત જોતાં ખાટલા પાસે આવીને **નવજીવન અર્પતી હોય તેમ સહેજ વાંકી વળીને તે બોલી, જાણે જીવનની દેવી: "દવા પી લેશો?"**

મંદવાડથી ધ્રુજતો હાથ ઉંચો થયો, પ્યાલીને પકડવા ગયો,

પકડતાં પકડતાં યુવતિની મોગરાની કળીશી અંગુલિઓનો સ્પર્શ થયો. યુવતિનું અવર્ણનીય સૌંદર્ય, તેના હૃદયમાં ઉછળતાં સ્નેહનાં સરોવરો અંગુલિ વાટે અતિથિના હૃદયમાં ઉતર્યાં: અનેક વર્ષોની શિથિલતા ત્યાગીને નિરાશાના ગાઢ વાદળને વિખેરીને આત્મા સચેત થયો. જીવનદેવીના સ્પર્શથી આત્મા ઓળખી શક્યો ચેતનાને, સ્નેહને, શ્રદ્ધાને,

દવા પાઇ યુવતી ખસી, ધીમે પગલે ઓરડામાંથી બહાર જવા વળી. કમાડ ઉઘડયું એટલે દીવો પુનઃ છળ્યો. યુવતીની છાયા આમતેમ ફરતી અતિથિના મુખ ઉપર પડી. સહસા પ્રાપ્ત થએલી આ દિવ્ય ઘટિકા અતિથિના આત્માએ વ્યર્થ ગુમાવી નહીં. યુવતી જતી હતી–જીવનમાં આ પ્રસંગ પ્રાપ્ત થવો મુશ્કેલ હતો. યુવતીના સ્થૂલ દેહસૌંદર્યનું પાન કો અન્ય કરશે, પરંતુ આત્માના સૌંદર્યનું પાન કરવાનો અધિકાર સર્વનો છે. પવિત્રને પવિત્રતા પ્રાપ્ત કરવાનો અધિકાર કેમ ન હોય? અતિથિએ હાથ ઉંચા કર્યા. મુખ ઉપર આવેલી છાયાને પકડી હોય અને એ રીતે યુવતીના આત્માને સ્પર્શતો હોય તેમ અતિથિ ખાટલામાં કાંઇક ઉંચો થયો. યુવતિએ જતાં જતાં પાછું જોયું, અતિથિની દૃષ્ટિ યુવતીની દૃષ્ટિને મળી. જ્યાં સર્વ સામાન્ય છે, ભેદભાવને સ્થાન છેજ નહીં તેવા ઉંચા વાતાવરણમાં ઉભય આત્માએ એકેકને ઓળખ્યા–એકેકને ચુંબન અર્પ્યાં: અતિથિના આત્માને અમર આશાએ દીધાં વધામણાં, સ્નેહના સાગરે આત્માને સ્નાન કરાવ્યું, શ્રદ્ધાએ કુમકુમનો ચાંદલો કર્યો અતિથિના લલાટે.

શ્રમથી કાંઇક થાકીને અતિથિ તકીઆ ઉપર પડયો. યુવતી ઉંબર ઓળંગીને બહાર ચાલી ગઈ. છેલ્લાં જતાં જતાં, યુવતીની આંખમાં સહેજ સ્મિત ફરકયું–શું એ સ્મિત હતું? કેમ કહેવાય? લખતે અશ્રુબિંદુ પણ કાં ન હોય?

* * * *

મારા અને અતિથિમાં શો ફેર ? ચંદ્ર નહીં મળી શક્યો એટલે મેં પ્રતિબિંબનું પાન કર્યું, યુવતીની છાયાનો અતિથિએ સ્વીકાર કર્યો. ઘણાં વર્ષો વહી જશે, ચંદ્ર અનેક હૈયાંને સ્પર્શતો અનેકનો રહેશે, પણ ચંદ્રનું તે દિનનું પ્રતિબિંબ તો મારૂંજ રહેવાનું. યુવતી વર્ષ જતાં અન્યની થશે કે થઇ હશે, પરંતુ તેથી અતિથિને–સ્નેહભીના ભરથરીને શું ? યુવતીની છાયા–યુવતિનો આત્મા તો તેનોજ રહેવાનો ! કેમ નહીં રહે ? શું પેલું સ્મિત–શું પેલી અશ્રુબિંદુની ઓળખાણ બીજો કોઈ કરશે કે ? ના, નહીંજ.





"આં ભળ્યું કે?" અંબાકાકી બોલ્યાં. મુંબઇના એક પરાના એક નાના પણ સરસ બંગલાના ડ્રૉઇંગ રૂમમાં નેતરના મેડા ઉપર અંબાકાકી બેઠાં બેઠાં ખાદીની સાડીને કોર દેતાં હતાં. તેમના પતિ ભગવાનદાસ દોઢ બે હજારના પગાર સુધી ચઢી નિવૃત થયા હતા. મૂળ વતની સુરતના પણ ઘણાં વર્ષ મુંબાઈમાં જ ગાળેલાં અને પોતાનો એકનો એક છોકરો સોલીસીટરનું ભણતો હોવાથી મુંબાઇ અને સુરત આવણ જાવણ થતી હતી. છોકરી તરલા કૉલેજમાં હતી એ પણ મુંબાઈમાં રહેવાનું એક કારણ હતું.

"હંઅં, શું? કૈં નવીન!" ભગવાનદાસે અંબાકાકી સામું જોઇને કહ્યું. ભગવાનદાસે અનેક જમાના જોઇ નાખ્યા હતા. હિંદની પ્રાચીન ભાષાઓના વિદ્વાન હતા, જુદા જુદા ધર્મોનો તેમણે અભ્યાસ કર્યો હતો. સાથે સાથે મનુષ્ય સ્વભાવની પણ એમને સારી માહીતિ હતી.

"ભાઇ તો આપણું નાક કપાવવા તૈયાર થયો છે?" અંબાકાકી બોલી ઉઠ્યાં. એમના મોં ઉપર ઉદ્વેગની નિશાનીઓ જણાઇ આવતી હતી, એમના અવાજમાં વ્યગ્રતા હતી અને હૈયામાં ચિંતા હતી.

"આપણું નાક !" ભગવાનદાસે આવી આવી લાગણીઓને જીતી જ લીધી હતી એટલે શાંતિથી મીઠું હસવું હસીને બોલ્યા. "તમે જાણો છો કે કોઇ બીજાં મનુષ્યો આપણાં નાક કાપી શકે જ નહિં. માણસો પોતે જ પોતાના નાક કાપી શકે."

પાંતરીસ–ચાલીસ વરસના પરણેલાં પતિ–પત્નીમાં એક પ્રકારનો એકેકને સહેવાનો, એકેકની પ્રકૃતિ જાણ્યા છતાં—અનુભવ્યા છતાં પણ એનાથી સારૂં જ લગાડવાનો, એકેકના સહવાસમાં કશી પણ કડવાશને સ્થાન નહીં આપવાનો ગુણ કેટલાંક ધન્ય દંપતીમાં હોય છે. ભગવાનદાસ અને અંબાકાકીમાં એ ગુણ હતો એટલે ભગવાનદાસના વાક્યથી અંબાકાકીને સહેજ હસવું આવ્યું. તેમણે કહ્યું, "આટ આટલાં વરસો થયાં તમારી સાથે રહી છું પણ તમારી ફીલસુફીમાં મને સમજણ પડી નથી અને પડવાની નથી, એટલે તમારે આ સાંભળવું હોય તો મુંગા મુંગા સાંભળો."

"હા હા, બોલોને, પણ એમાં નાક બાક કપાવવાની વાત નહીં લાવતાં." ભગવાનદાસે કહ્યું.

"તે જુઓને, અંબાકાકી બોલ્યાં." હવે સુરેશ તો પરણવાની ના કહે છે."

"હેં ! તમે શું કહો છો ?" ગમે તેવી ફીલસુફી અને શાંતિને પણ અમુક મર્યાદા હોય છે, ભગવાનદાસે આ સાંભળ્યું એટલે મર્યાદા તુટી ગઇ અને ક્ષણવાર એ અશાંત થઇ ગયા. પણ તરત જ એમણે સ્વાસ્થ્ય મેળવી લીધું. "પણ એનું કારણ કૈં જાણ્યું ! એના વિવાહ પ્રિયંવદા જોડે થયાં ને આજે ચાર વરસ થયાં, છોકરી આ વખતે મેટ્રીકમાં બેસવાની છે, દેખાવડી છે, બીજું બધુંય સારૂં જાણે છે પછી એને વાંધો શેમાં જણાયો !"

"હું તમને બધું સમજાવી શકીશ નહીં, પણ જાણે એના કહેવા ઉપરથી એમ લાગે છે કે," અંબાકાકીએ કહેવાનું શરૂ કર્યું—

"જ્યારે એના વિવાહ થયા ત્યારે એ પોતાની મેળે આ બાબત ઉપર નક્કી મત બાંધી શકે એવી એની સ્થિતિ ન હતી. છોકરીમાં તો કશી ખોડ ખાંપણ નથી એમ એ કબુલ કરે છે પણ એ કૈંક એવું બોલતો હતો કે સ્નેહના લગ્ન વિના શરીરના લગ્ન થાય એ ખોટું જ છે અને એટલા માટે એ સિદ્ધાંત ખાતર પણ એ ગમે તેવો ભોગ આપવા તૈયાર છે."

"હા, હા, હા, એમ ગાડું વળ્યું છે કે!" ભગવાનદાસ અટ્ટહાસ્ય કરતા બોલ્યા. "આ તો આત્મલગ્ન અને સ્નેહલગ્નની ફીલસુફીના દરિયામાં ભાઇ પડ્યા જણાય છે એમને?"

"હાહા, એ કૈં એમજ બોલતો હતો, હવે યાદ આવ્યું." હજી પણ તરતની પરણેલી યુવતીની પેઠે પતિની કુશાગ્ર બુદ્ધિથી ખુશ થતાં અંબાકાકી બોલ્યાં. "પણ આવી સારી છોકરી એની ગધેડાઇથી કૈં જવા થોડી દેવાય છે?"

"એ બાબતની વાત જ મેં ક્યાં કરી છે! પણ મને કૈં રસ્તો સુઝે તે માટે બધી હકીકત તો જાણવી જોઇએ ને. હં, ત્યારે, જાણે, હમણા અહિંની કોલેજ જતી યુવતીઓના સંસર્ગમાં ભાઇ ફરતા જોવામાં આવ્યા હતા તેનું પરિણામ તે આ ફીલસુફી હશે? પછી તમે શું કહ્યું?"

"મારો તો મીજાસ, સાચું પુછાવો તો, ખસીજ ગયો અને મેં તો કહ્યું કે દિકરા, હું પણ જોઉં છું કે તું કેમ એને નથી પરણતો!" અંબાકાકી કૈં વીલાં પડીને બોલ્યાં.

"ત્યારે તો એ પણ સામો તતડયો જ હશે!" ભગવાનદાસે સહેજ ગંભીર થતાં કહ્યું.

"અરે હારે, એણે તો કહ્યું કે પંદરમી સદીના જુલમો વીસમી સદીમાં નહીં ચાલે."

"હારે હા, એ તો હું ધારતો જ હતો. તમને મેં ઘણીએ

વાર કહ્યું કે વીસમી સદીની વાત હોય ત્યારે તમારે જરા મને પહેલાં પુછીને કામ કરવું." ભગવાનદાસ બોલ્યા. "તમે જાણો છો કે આ તો બંડખોર આત્માના જમાના: છે! બળથી તમે કશું જ કરી શકો નહીં. બધું કળથી જ થાય."

"પણ આમાં કળ ને બળની વાત ક્યાં રહી!" અંબાકાકી કૈંક અધીરાં થઇને બોલ્યાં. "પેલો તો એમજ કહે છે કે જો તમે મને જોર જુલમથી પરણાવશો તો હું બાવો થઇશ. સાબરમતીના આશ્રમમાં બેસી જઇશ. અરે હું તો એવી ગભરાઈ ગઈ છું!"

"તમે શાંત થાઓ. આ પાંતરીસ વરસમાં તમે અનેક વેળા આથી પણ ઘણા ખરાબ પ્રસંગમાંથી પસાર થઇ ગએલાં તે કેમ ભુલી જાઓ છો? એમ બાવા બનવું પણ સહેલું નથી અને ગાંધીજીના આશ્રમમાં એવી જગ્યાઓ પણ રેઢી પડી નથી કે ટપ લઇને ત્યાં બેસી જાય." ભગવાનદાસ બોલ્યા. "પણ હા, એટલું સાથે પુછી લઉં કે કોઈ બીજી પોટ્ટી એના ધ્યાનમાં છે ખરી?"

"ના, એવું તો કૈં જણાતું નથી" અંબાકાકીને પતિની શક્તિ ઉપર પાછો વિશ્વાસ આવતાં તેમણે શાંત પડતાં કહ્યું. "જે બે ત્રણ બહેનપણીઓ એમને છે તેમાંથી તો કોઇ એમની જોડે પરણે એમ લાગતું નથી."

"તો પછી ભલા, ચિંતા શાની?" ભગવાનદાસે સ્વસ્થતાથી કહ્યું. "એને સ્નેહલગ્ન જોઇતાં હોય તો તે આપશું. આત્મલગ્ન જોઈતાં હોય તો તે મેળવી આપશું; હવે વધારે તો કૈં આ બાબતમાં કહેવું નથીને! તો ઠીક, નિશ્ચિંત રહો—રાતે વધુ વાત કરશું."

અંબાકાકી ઉઠીને ચાલ્યાં ગયાં. ભગવાનદાસ વાંચવામાં પડ્યા. વચમાં વચમાં જે કોકડું પત્નીએ પોતાની કને રજુ કર્યું હતું તેનો ઉકેલ કેવી રીતે લાવવો એના વિચાર આવતા હતા. રાત સુધીમાં ચતુર ડોસાએ સુરેશભાઈ સંબંધી વિચાર કરી લીધો ભાપાના

વર્તનની ઝાંખી પણ કરી લીધી. નીતિશાસ્ત્રના ઉંચા નિયમોનો સેજસાજ ભંગ કરી પુત્રની ગેરહાજરીમાં એના ઓરડાની મુલાકાત લઇ આસપાસ નજર ફેરવી જોઇ.

"છોકરાંઓ ગમે તેવાં લગ્ન કરે તેમાં આપણને શું?" ડોસાએ મનમાં વિચાર કર્યો. પણ—જો બની શકતું હોય અને તેમની ઇચ્છાની આડે આવ્યા વિના થઇ શકતું હોય તો માબાપ આવી બાબતોમાં પણ પોતાના અનુભવનાં સારાં ફળ પોતાના છોકરાંઓને ન આપી શકે! બાકી તો ભવિષ્ય કોનાથી પરખાયું છે! ગમે તે પ્રકારના લગ્ન કહો પણ તેમાંનાં કયાં લગ્ન—કેટલા ટકાના લગ્ન સુખી નીવડે તેની ખાત્રી કોણ આપે છે! પ્રિયંવદા ખોટી નથી. માત્ર ક્ષણભરના તરંગોને લઇને તરંગી યુવાનો આડે માર્ગે જાય તેમાંથી તેમને તેમનાં મન દુભાવ્યા વિના બચાવી લેવાતા હોય તો બચાવવા એ તો વડીલોની ફરજ છે."

રાત પડી, વાળુ કરીને થોડીવાર આખા કુટુંબે સાથે બેસીને ગામ ગપાટા માર્યા. થોડીવાર ગ્રામોફોન વગાડ્યું, રેડીઓનો પ્રોગ્રામ થઈ ગયો અને સુરેશ તેમજ તરલા પોતપોતાનાં ખંડમાં ચાલ્યાં ગયાં. ધીમેથી ભગવાનદાસે વાત ઉપાડી. જુઓ! હમણા વેકેશન પડવાની છે. દરવરસે આપણે લાનોલી કે માથેરાન કે એવે ઠેકાણે જતાં તેને બદલે આ વખતે સુરતમાંજ રજા ગાળો. હું પણ ત્યાં આવજાવ કર્યા કરીશ.

"સુરતના કરતાં લાનોલી કે એવે ઠેકાણે જઇને પ્રિયંવદાને સાથે લઇ જઇએ તો વધારે સારૂં નહીં?" અંબાકાકી બોલ્યાં. "સુરતમાં મુ—ન્યાતના લોકો વાતનું વતેસર કરશે."

"હેં હેં હેં! મહાત્માજી સ્ત્રીઓને આગળ પાડવા મથે છે પણ મને તો તમારા લોકોમાં જરા વિશ્વાસ બેસતો નથી," ભગવાનદાસે કહ્યું. "પ્રિયંવદાને સાથે રાખવી હોત તો તો સુરત

કાકાએ પોતાના ભત્રીજાને ત્યાંજ રાખ્યો હતો. શાકભાજી વેરવાનું કાર્ય પણ અનાયાસે એમના હાથમાં આવતાં એમણે પોતાને માટે રોજના પચાસ એલચી પાનની વ્યવસ્થા કરીજ નાખી હતી. ઘણું કડાકુટીઉં કામ આ પ્રમાણે બહુ આનંદથી કરતા હોવાથી ભત્રીજાએ સેવકરામકાકાના માર્ગમાં વિઘ્ન નાખ્યાં નહતાં.

એવામાં લગ્નના દિવસનું પ્રભાત આવ્યું. છએક વાગ્યા હશે. સેવકરામકાકા મશાલાવાળી ચાહ પી રહ્યા હતા. પાસે મણીલાલના માતા હતાં. ચાહ પીવાઇ રહી. બે ત્રણ ચણાના ચોસલાં, એકાદ બે કોપરાપાકના કટકા અને પાશેરક મલાઇ સેવકરામકાકાના ઉદરમાં સુવ્યવસ્થિત ગોઠવાઇ રહેતાં એમની આંખ ભરાઇ આવી. ત્રણ એલચી પાનની સુગંધી તંબાકુની પટ્ટી અને સેવર્ધન સોપારીની પોણી ફાડ મોંમાં મુકી **સેવકરામકાકા ગદ્‌ગદ્ કંઠે બોલ્યા." અંબા !** (મણીલાલના મા) **અત્યારે દુર્લભરામ** (મણીલાલના પિતા) **હોત ! પહાડ જેવો એ મારો ભાઇ, મરણ પામ્યાને પુરા બાર માસ ગયા નથી.** ત્યાં તો દીકરા પરણવાના થઈ ગયા. અંબા! જીવ કહ્યું નથી કરતો." તંબાકુ કૈંક કડક હશે કે કોણ જાણે પણ આટલું બોલતાં બોલતાં તો સેવકરામની આંખમાંથી આંસુ પડવા માંડયાં. અંબાગવરીને આ દ્રશ્ય જોઇને અને આ વાક્યો સાંભળીને ડુમો ભરાઇ આવ્યો. એમનાથી ડુઠવો મુકાઈ ગયો પાસે મણીલાલની ચૌદેક વર્ષની બહેન હતી તે આથી રડતી રડતી મણીભાઇને બોલાવવા દોડી. ઢોલી કાલીંગડો અને ભૈરવ છેડી રહ્યા હતા તે કોઇએ જઇને બંધ કરાવી દીધા. અંબાગવરીને આંચકી આવી. ધીમે ધીમે ઓરડો ભરાઇ ગયો. મણીલાલ આવ્યો. કેટલાકોએ બધાજ પ્રકારની ધામધુમ બંધ કરવાનો અભિપ્રાય જાહેર કર્યો. કોઇએ લગ્નજ મુલતવી રાખવાનો વિચાર બતાવ્યો. કોઇ મણીલાલને વ્યંગમાં ઠપકો દેવા લાગ્યું. પરંતુ મણીલાલ દુનીઆનો અનુભવી

હતો, બહેનને પુછવાથી એ આ કરુણ કથનીની શરુઆત કેવી રીતે થઇ તે એ જાણી શક્યો. સેવકરામભાઇને એક ઘાટી સાથે શાકભાજી લેવા વીદાય કર્યા. ઓરડીમાં હાજર રહેનાર બીજાં બધાં] ઓને ચાહ અને નાસ્તો લેવા મોકલ્યાં. ઢોલીઓને પોતાનું સંગીત શરૂ કરવાનો હુકમ આપ્યો અને પોતે માની પાસે રહ્યો. આંચકી શમતાં અંબાગવરી બેઠાં થયાં.

મણીલાલે કૈંક ગંભીરાઇથી, કૈંક હસવામાં કહ્યું "ભાભી! સેવકરામકાકાને મગજના લાડુ ઓછા પડયા'તા ? જે ભાઇને સંભારીને આજ એ રડી પડયા. એમના મરણ પછી માત્ર સવા મહીને તો એમને ત્યાં બડી ધામધુમથી લગ્ન થયાં હતાં તે પણ તમે ભુલી ગયાં ? આપણે ત્યાંની બધી ધામધુમ તમારા કહેવાથી અને મારી ઇચ્છા વિરુદ્ધ થઈ છે એટલું પણ તમને યાદ નહીં રહ્યું ? કાલથી કાકાને માટે પાશેરને બદલે અચ્છેર મલાઇ રખાવજો એટલે એમને દીલગીરી નહીં થાય."

અંબાગવરીના મુખ ઉપર શાંતિ પ્રસરી. બજારમાંથી પાછા આવતાં સેવકરામકાકાને પણ પહાડ જેવા ભાઇના મરણના ઘા રુઝાઈ ગએલા લાગતા હતા.

પણ સેવકરામભાઇની આ પ્રકૃતિ તે સમયના વડીલોમાં અસાધારણ ન હતી. સારે પ્રસંગે સર્વના આનંદમાં ભંગ પડાવી પાંચ સાત માણસને વેર કરાવવું એ વડીલોની એક ખાસ ખુબી ગણાતી અને બન્ને જાતિના વડીલોમાં જોવામાં આવતી.

પરણનાર યુવક કોલેજની પરીક્ષામાં તરતનો નપાસ થયો હોય તો તે વાત લગનના બધા દિવસોમાં પરણનારના તામસી સ્વભાવના પિતાને યાદ દેવડાવવી એ આસપાસના વડીલોમાં ધર્મનું કાર્ય મનાતું. પરંતુ એટલું પણ યાદ રાખવું ઘટે છે કે આજ વડીલો મરણ વગેરે ઉંડા જખમો વખતે આડું અવળું કામ માથે

## ભૂતના ભડકા



સેવકરામ: "અત્યારે પહાડ જેવો મારો એ ભાઈ હોત..."

[ પાનું ૭૧.

ઉપાડી લઇ એ જખમ ખમનાર યુવાનોને શાંતિ પણ અર્પી શકે છે.

એક બીજા વડીલની વાત મને સાંભરી આવે છે: એકેએક શુભ કે અશુભ કાર્યમાં સલાહકાર તરીકેની એમની ખ્યાતી જગજાહેર હતી. એમની વાતોમાં એવી મીઠાશ હતી, એવી પ્રતિભા હતી અને એવો ઉત્સાહ હતો કે ભાગ્યેજ કોઇ મનુષ્ય એમની સલાહને પહેલાં પહેલાં તો હસી કાઢી શકતું. હા, એમની સલાહનો પાકો અને કડવો અનુભવ થયા કેડે પછીથી એ સલાહનું મૂલ્ય એ માણસો આંકી શકતા પણ તે પહેલાં તો નહીંજ. એકેએક વિષયમાં એમની સલાહ તૈયારજ હતી. એટલે એમના જીવનનું આલેખન લંબાણથી કરવું એ અશક્ય છે પણ અમુક અમુક પ્રસંગો કહેવાથી એમના ચારિત્ર ઉપર ઝાંખો પણ સારો પ્રકાશ પડી શકશે ખરો. એમના સંબંધમાં એક વાત યાદ રાખવી ઘટે કે પોતાની સલાહ બર લાવવા માટે પોતે અનેક સગવડો વેઠીને પણ ભગીરથ પ્રયાસ આદરતા, એમાં આળસ બતાવતા નહીં. આપણે ત્યાં લગ્ન પ્રસંગ હોય તે વખતે ઘાંચીની દુકાનની જરૂર પડેજ. એવી એક દુકાન આપણા ઘરની પાંસેજ ગોપીપુરાની એક ગલીમાં હોય, સ્વાભાવિક રીતેજ આપણે તે દુકાન પસંદ કરીએ, પણ અમારા તે વડીલ મુ. દુર્લભરામજીને એ પગલું વાજબી નહીં લાગે. તે વખતે એઓ આવીને કહે; "કેમ, મંગળા ! કયો ઘાંચી શોધ્યો? પેલો મગન ? તમે મુંબઇવાળાઓ બીજું કરો પણ શું ? છોકરાઓ બધા સાહેબ થઈ ગયા એટલે આઘે જવાયજ કેમ એમ ધારીને પાસેને પાસે જે દુકાન જોઈ તેમાં નક્કી કરી નાંખ્યું હશે. પણ હજી અમારા જેવા ઘરડા મરી ગયા નથી. આઠ શેરનાં ઘી અમારા પેટમાં પડ્યાં છે. હમણાં તમારે બે મણ તેલ ચાલશેને અને બે ડબ્બા ઘીના ! અત્યારે જાઉં છું, ઝાંપા ઉપર. કેમ અંબાલાલ,

પેલો નરસિંહ કેવો ? માલ હમણાં તમારે આવી જશે. રૂપીઆના રૂપીઆ ખરચવા અને ખરાબ માલ લેવો એમાં મજા શી ?"

તે વખતે આપણે જો નિર્બળતા બતાવી અને હા ભણી તો આપણી કમબખ્તીની શુભ શરૂઆત થઈ ચુકી એમ સમજવું. પહેલો ઓરડર ટાઇમિસર આવી જાય. પણ પછી ? એની દુકાન બીજા કોઇને ખબર નહીં હોય, એનો હાથ હમેશાં ભીડમાં રહેતો હોય એટલે અમુક પૈસા અગાઉથીજ આપવા પડે એમ પાછળથી આપણને દુર્લભરામ કાકાના કહેવાથી ખબર પડે. જ્યારે જરૂર હોય ત્યારે કાકાજ હાજર નહીં હોય, હાજર હોય તો બીજા એવાજ ઉપયોગી કામમાં ગુંથાયા હોય એટલે આખરે અરધે લગ્ને તમારે પેલા ગોપીપુરાની એક ગલીમાં તમારો ત્રણ પેઢીનો ધાંચી હોય તેનેજ શોધી કાઢવો પડે. આ વાતની ખબર કાકાને પડતાં એટલીજ શાંતિથી કહે " હું તમારા લોકોના કારભાર જાણું તે એ મુંબઇના સહેલાણીઓથી ઝાંપાની ત્રણ માંઇલની ત્રગડ થાયજ નહીં ને એમને તો પાસેનો પાસેજ ધાંચી જોઇએ. અને અંબા ! મગન પણ કમ નથી હોં કે ! અને પાછો હીસાબનો ચોખ્ખો ! અંદર જરા ધાલમેલ નહીં. મુશ્કેલી આવે તો મારૂં નામ દેજોને."

મારા નાનાભાઈના લગ્ન હતાં. રાતના પરણીને વહુવર પાછાં આવે ત્યારે ચાલતાંજ લઈ આવવું એમ અમે બધાએ ઠરાવ્યું પણ એવામાં દુર્લભરામકાકા આવી ચઢ્યા. તેમનો મીજાસ ગયો. "લગ્ન માંડીને બેઠા છો કે ભવાઈ !"

"ભવાઈ તો નહીંજ." મેં નમ્રતાથી ઉત્તર આપ્યો.

"તો પછી આ ચાળા શેના ?" કાકાનો ધાંટો ખીલ્યો. "તમે પરણવા ગયા હતા ત્યારે તો ચાર ઘોડાની ચોકડી મંગાવવાને તૈયાર હતા. અને હવે નાનાભાઇને માટે પગે ચાલવાની વાત કરો છો ! તમારે તો કૈં નથી. લગન કરાવીને મુંબઈ નાસી છુટવું છે પણ અમારે તો

સુરત રહેવાં છે અને નાક લઇને ફરવાં છે. એ બાબત તમારે ચિંતા કરવાની નથી. ફર્સ્ટકલાસ ગાડી હું લાવી આપીશ. રાતના દોઢ વાગે હાજર. પૈસા નહીં હોય તો દુર્લભરામ આપશે."

વાત આટલેથી અટકી. વચમાં વચમાં કાકાને ત્રણ ચાર વાર રીતસર યાદ દેવડાવવામાં આવ્યું અને એથી એમનામાં લોકોને વિશ્વાસ ઓછો છે એમ ધારીને એમને ખોટું પણ લાગ્યું. આખરે લગ્નનો દિવસ પણ આવ્યો અને રાતના એકાદનો સુમાર પણ થયો. લગભગ ઉંઘટ્ટાં માણસો વહુવરના વરઘોડાની તૈયારીમાં પડ્યાં ત્યાં કોઇને ગાડીનું યાદ આવ્યું અને દુર્લભરામકાકાની શોધા શોધ થઇ રહી. કાકા વેવાઇઓમાં મસાલાવાળા દુધના કટોરા ઉપર કટોરાં પીતાં, "છીંકણીઓના સડાકા લેતા, પચ્ચીસ વરસ ઉપર એક લગ્ન એમણે કેવાં ફતેહમંદીથી પાર ઉતાર્યાં હતાં એ બાબતની વાત કોઇ સાંભળનાર હાજર છે કે નહીં એની દરકાર કર્યા વિના રસભર ઝુકાવે જતા હતા. એમને કહેવામાં આવ્યું કે હજી ગાડી આવી નથી. કાકા આ સાંભળીને માંયરાં આગળ આવ્યા અને બોલ્યા "તમારે તો બધુ ગવરનરના પ્રોગામની પેઠે મીનીટે મીનીટથી કામ કરાવવું હશે ! એમ જો હોય તો એ કામ તમેજ કરી લેજો. એટલી દોડાદોડ હતી તો કોઇ દેવળમાં જઇ પરણી આવવું હતું ! હા હા હા !" અમુક માણસો આ સાંભળી વિનયથી હસ્યા. દોઢ પોણાબેનો સુમાર થયો ત્યારે કાકા કૈંક ગભરાયા "અલ્યા મનુ ! હું ઠેરવી તો આવ્યો હતો પણ કૈં આવે તેમ લાગતું નથી. પણ આપણે ક્યાં એના વિના બેઠા છીએ, બીજી પચાસ ગાડી મંગાવી લઇશું."

મનુ આ સાંભળીને બોલી ઉઠયો: "અરે હાંરે ! એના બાપનું દેવું કર્યું હતું !"

"પણ કાકા ત્યારે હજી મંગાવીજ લ્યોને," મેં ધીમેથી કહ્યું.

"અરે હા બાપા હાં, એજ કરીએ છીએ ને," કાકાએ કહ્યું

"પણ તમારે તો 'ચઢ ચુલા ખાંઉ' જેવું છેને. અરે મનુ, કેમ હમણા અહીં હતોને, ક્યાં ચાલ્યો ગયો ? કૈં નહીં મનુભાઇ ! સલાબતપરે જાફ્રર શેઠની ગાડી કેવી ? સુરતમાં એની જોડી મળે નહીં હો, સોળ વરસ પહેલાં પેલા છગનલાલાનો છોકરો કરસુખ પરણ્યો ત્યારે મેં લાવી આપી હતી પણ સુરત આખું ગાંડુ થઇ ગયું હતું. જો અલ્યા જશે ખબર કાઢવા ?"

"પણ કાકા ! એમને ત્યાં હવે ઘોડા નથી." મનુભાઇ રાતના બે વાગે જાફરશેઠને જગાડવાના વિચારથી નાખુશ થતા બોલ્યા,

"હેં, ઘોડા નથી ? પેલી અબલખની જોડી હતી ને," કાકાએ કહ્યું. બીજા બે ચાર માણસો આ વાદવિવાદમાં જોડાવાથી અરધાએક કલાક પછી એવા નિર્ણય ઉપર અવાયું કે જાફરશેઠને ત્યાં ઘોડા નથી.

" જો ગાડી આપતા હોય તો ઘોડા તો હજાર મળશે. " કાકા બોલ્યા.

"પણ ક્યાંથી ?" કોઇએ સવાલ કર્યો.

"દિનકર, રાંદેરમાં મહમદઅલીશેઠને ત્યાં નંબર વન ઘોડા છે—હેં—ના, એકજ ઘોડો છે પણ તેનું તો એમ થાય કે પેલા સગરામપરામાં ફીકાવાળાને ત્યાંથી બીજો ઘોડો તો લઈ અવાય—એ મારૂં નામ સાંભળે તો અરધી રાતે ગોઠવણ કરી આપે. પણ પછી સામાનનું બાકી રહે. પેલો છનું પરણ્યો ત્યારે વરઘોડાને દિવસે રૂપીઆ સાડાત્રણ હજારનો સામાન હું પોતે પેલા વેસમાવાળાને ત્યાંથી લઇ આવ્યો હતો. પણ આ તો હવે સુધારાનો જમાનો આવ્યો કની એટલે ચાલતાજ પરણવા જવાના ! નસીબમાં હોય તો એવા ઘોડા બેસવાના મળેને. બાકી મને આગળથી કહ્યું હોત તો હીરા જક્કડની ચાર ઘોડાની ચોકડીજ હાજર નહીં કરત ! અને ઉપર લલ્લુ હાંકનાર ! પછી જોઇ લ્યો સપાટો. "

વળી બીજા નવા માણસો ચર્ચામાં ઉમેરાયા. કન્યાના પક્ષના અમુક માણસોએ પણ એમાં ભાગ લેવા માંડયો. જેને ત્યાં ગાડી હોય એને ત્યાં ઘોડા નહીં હોય, ઘોડા હોય એને ત્યાં સામાન નહીં હોય, કોઈકને ત્યાં હાંકનારજ નહીં મળે. આ પ્રમાણે વાટાઘાટમાં ચાર થયા. બધા કંટાળ્યા, આખરે મેં અમારા એક સ્નેહીને ત્યાં એક ઘોડાની વીકટોરીઆ હતી તે મંગાવી લીધી.

ગાડી ધડધડ ધડધડ કરતી આવી એટલે દુર્લભરામકાકાએ ત્રાડ પાડીઃ "બધાને નાહક બુમો મારવામાં મજા આવે છે. આ ગાડીનું તો મને પહેલેથી ધ્યાન હતું. પેલા ચીમનખાંગાને ત્યાંની એ તો એનો ગાડીવાળો મહમદ નાનો છોકરો હતો ત્યારથી અમે જાણીએ. કેમ મહમદ! ચીમનલાલ શેઠ અહીં છે કે ડુમસ ગયા છે?"

"શેઠ મારૂં નામ તો શકુર અને હું તો દલપતરામ તરવાડીને ત્યાં છું." ગાડીવાળો કૈંક કચવાઇને બોલ્યો.

"હેં હેં હેં! તે હવે તું મને દલપતરામ સાથે ઓળખાણ નવી કરાવે છે ખરૂંને?" કાકા ગાડીમાં ગાલીચો પાથરવાના કામમાં ગુંચાઈ જતા, બોલ્યા. એ દલપત ભગત મોતાના શીરસ્તેદારમાંથી રીટાયર થએલો.

"ના કાકા, ના," મેં હળવેથી કહ્યું "એ તો જુવાન છે અને મારી સાથે કોલેજમાં હતો. અહીંનો પ્રખ્યાત વકીલ છે."

"હા હા, સમજ્યા હવે, પેલા મનહર દેડકીનો છોકરો," કાકાએ હવે ખુબ ત્વરાથી તૈઆરીઓ કરતાં કહ્યું.

હું પાછો સુધારવા જતો હતો કે દલપતરામના બાપનું નામ દેવશંકર પણ પછી એ બધી મહેનતનું પરિણામ તો આખરે શૂન્યજ છે એમ ધારી અટકી ગયો. પોણા પાંચ વાગે વહુવરનો વર ઘોડો ઉપડયો. બીજે દિવસે સવારના સાડા સાતે અમારી માને દુર્લભરામ કહેતા હતા તે મેં સાંભળ્યું. "કેમ અંબા, હવે તેં

જીવને ટાઢક વળી ? મેં તને વચન આપ્યું હતું કે તારો છોકરો ચાલતો ઘેર નહીં આવે. સુરતમાં આજે સાઠ સાઠ વરસ ગાળ્યાં અને અને એક ગાડી નહીં મળે ? અરે પચાસ ગાડી એકઠી કરું પચાસ ! લે હવે, ટાંટીઆની કઢી કરાવી નાખી તો લાવ ગરમાગરમ ચાહ લાવ."

એવા વડીલો પણ નીકળી આવતા કે જેમને અને લક્ષ્મીને હમેશનો ઝઘડો છતાં વડીલ એટલે નાનાઓ પાસે પૈસા નહીં લેવાય તે નહીંજ લેવાય. અમે નાનાં હતાં–પાંચ છ ભાઈ બહેન અને મા, અમદાવાદ પિતાના મિત્રને ત્યાં ગએલાં અને પાછાં મુંબઇ આવવું. આવતી વખતે એ પિતાના મિત્ર સ્ટેશને વળાવવા આવેલ. બધાંની સેકંડ કલાસની ટીકીટ કઢાવી, અમને સૌને રમકડાં, ખાવાનું વગેરે મળ્યાં, ડબામાં બેઠા પછી માએ એ વડીલને ટીકીટના પૈસાનું પુછ્યું. વડીલની આંખ ચમકી; "શું ? ભર સ્ટેશન વચ્ચે મારી આબરુ લેવા માગે છે ? પૈસા તારા ધણીએજ જોયા છે ? તું આવડી હતી ત્યારે તને પરણાવી લાવનાર હું તે તું ટીકીટના પૈસા આપવા માંગે છે ? ત્યારે તું અને તારા છોકરાં મારે ત્યાં મહીનો રહ્યા તેનો ખરચ પણ સાથે સાથે પુછી લેને, શું કરૂં કે તું સ્ત્રી છે બાકી મોના દાંત તોડી પાડત !"

મા તો સડકજ થઇ ગઇ, આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. વડીલે મમતના માર્યા ચાર પાંચ રૂપીઆનો બીજો વધારે ધુમાડો કરીને અમને વધું રમકડાં અપાવ્યાં ત્યારેજ શાંત થયા અને ગાડી ઉપડતી વખતે મમતાથી બોલ્યા "જમના ! છોકરાંઓને સાચવજે અને મનમાં ન લાવીશ હો, મારો મીજાસ જરા એવોજ છે. પણ હીસાબ તો મામુલી લોકો રાખે. ખાનદાન લોકો હીસાબમાં ન સમજે."

મિત્રના ઘરમાં મંદવાડ આવે, મેવો, બરફ વગેરે લાવવાનું કોઇ મિત્ર માથે લે. મંદવાડ જતાં એનો હીસાબ ન પુછાય. જો

પુછે તો પુછનાર ખાનદાન નહીં. પુછયા પછી હીસાબ સામાવાળો આપે તો તે મનુષ્યમાં નહીં. એબે આનાનો હીસાબ બેબે મહીના સુધી સંભારી રાખનાર તે સમયમાં વડીલ નહોતા ગણાતા.

એ સમયના વડીલોમાં ઉલ્લાસ હતો, મસ્તી હતી, ચિંતા જેવી વસ્તુને એમના જીવનમાં બહુ થોડું સ્થાન હતું, માત્ર દસ પંદર વરસની વાત છે. સુરતના શાંત વાતાવરણમાં વડીલ–રીટાયર્ડ સબ–જડજ બેઠા હતા. પાસે તેમની ત્રીસ પાંતરીસ વરસની લાડકી ભત્રીજી ઉભી હતી.

“કાકા! તમે હવે તો જવલેજ ગાળ બોલો છો તે ભુલી તો નથી ગયાને?” ભત્રીજી બોલી.

“અરે બહેન, એમ તે કૈં ભુલાય?” કાકાએ ઉત્તર વાળ્યો. “પણ હવે જમાનો ગયો. પહેલાં તો અમારે એની પણ હરીફાઇ ચાલતી અને એમાં તારો કાકો પહેલે નંબરે આવતો.”

“હું એથીજ પુછું છું,” ભત્રીજી બોલી.

“તારી મરજી હોય તો વળી કોઇ અવસર આવતાં સંભળાવું.” કાકાએ જવાબ આપ્યો. પ્રસંગ તરતજ સાંપડયો. પાછલે બારણે આવતી ઢેડી તેની જીભને માટે સારા મોહોલ્લામાં પ્રખ્યાત હતી. ભત્રીજી તેને છંછેડે અને પછી કાકાએ પોતે રણક્ષેત્રમાં ઝંપલાવી ઢેડીને મહાત કરવી એવી વ્યુહરચના થઇ. ભત્રીજીએ એ અસ્પૃશ્ય વર્ગની અધિષ્ઠાત્રીને છંછેડી. કાકાએ ઘટતે સમયે એ યુદ્ધમાં ઝંપલાવ્યું. પોણો એક કલાકની ભયંકર લઢાઈ પછી ઢેડી હાર ખમી ચાલી ગઈ. આખો મહોલ્લો વડીલના યશોગાન ગાતો મગરૂબીની ઊર્મિથી ઉછળવા લાગ્યો અને વડીલની મુક્ત કંઠે પ્રશંસા કરતાં કહેવા લાગ્યો કે “ભાઇ, ખોરૂં ઘી દીવેલમાંથી જાય? ઘરડો ઘરડો તોએ ગરાશીઓ.”

જમાનો બદલાયો. ઓગણીસમી સદી પુરી થઇ અને વીસમી

સદીનો આરંભ થયો. એ દુર્વાસા સમા ક્રોધિષ્ઠ પુરૂષ-વડીલો, ખપ્પરધર જોગણી જેવી સ્ત્રી-વડીલો, અદ્‌ભુત હાસ્યરસની ઉર્મિ-ભર્યાં, બીજાંનાં દુઃખ તેમજ સુખમાં તેમને પોતાનાંજ ગણી લઈ ભાગ લેનાર, વ્યવહારૂ છતાં અનેક રીતે અવ્યવહારૂ, કર્ણ જેવાં ઉદાર હૈયાવાળાં, કપટી ગણાવા મથતાં છતાં ભોળાં અને ગુણ અવગુણથી ભરેલાં એ વડીલો આજે કુદરતના અનિવાર્ય નિયમને આધીન થઇ ભૂતકાળમાં વિલીન થતાં જાય છે. મેં આગળ કહ્યું તેમ હું જો કવિ હોત તો એક કાવ્ય લખત-મહાકાવ્ય લખત અને તેના આરંભમાં કહેત કેઃ—

"ચેત, ચેત ઓ ગરવા ગુજરાતી!
વિશાળ, વાદળ સમો ગુજરાત
વડીલ વીહોણો થતો જાય છે!!!"





## આ મહત્વના વિષય ઉપર ઝાંખો પ્રકાશ

મુદ્રણકલાની શોધ કોણે કરી, તે પછી પહેલાં ક્યાં ક્યાં પુસ્તકો છાપવામાં આવ્યાં વગેરે બાબતો આ લેખમાં જોવાની કોઇ વાંચનાર ભુલ નજ કરે. તેજ પ્રમાણે કોનન ડોઇલને શેરલોક હોમ્સની વાતો લખવા માટે એક શબ્દ દીઠ કેટલું આપવામાં આવતું, હમણાના બીજા મહાન અંગ્રેજ તેમજ અમેરીકન લેખકોને કેટલું મહેનતાણું એક પુસ્તક માટે મળે છે, સર વૉલ્ટર સ્કૉટે લખી લખીને પોતાનું દેવું કેવી રીતે વાળી આપ્યું એ વીશેની હજાર વખત ચવાઇ ગએલી છતાં મહત્વની ચર્ચા આમાં નહીંજ જડે. જો કે આ જગ્યાએ મારે એટલું જણાવી દેવું જોઇએ કે જે માણસને દેવું થઇ ગયું હોય તેણે સ્કૉટની માફક ઐતિહાસિક નવલકથાઓ લખવાનું શરૂ કરી દેવું એ મત મારે માન્ય નથી. હું તો ઉલટું એટલે સુધી કહેવા તૈયાર છું કે જો સ્કૉટે પુસ્તકો લખવામાં મહેનત અને સમયની બરબાદી કરવાને બદલે મહાલક્ષ્મીની ઘોડાની શરતોમાં અને મુંબઇના શેરબજારમાં ડીફ્રેંડનો સટ્ટો ઉપાડવામાં પોતાનું મગજ વાપર્યું હોત તો કદાચ તે પોતાનું દેવું તો નહીં વાળી શક્યો હોત પણ માનઆબરૂ અને રોલ્સરોઇસ

મોટરકાર તો તે જરૂર મેળવી શકત. પણ ખયર! હવે આ શીખા-મણ નકામી છે તેમજ આ લેખમાં કૈંક અસ્થાને પણ છે.

એ ઉપરાંત પશ્ચિમના દેશોમાં લેખકો અને પુસ્તક પ્રકાશનના જેટલા માર્ગો મોજુદ છે એ બધા માર્ગોનું પૃથક્કરણ કરવું એ પણ નિરર્થક છે; કારણ કે રડયાર્ડ કીપલીંગ જેમ એક ઠેકાણે કહી ગયો છે તેમ પશ્ચિમ તે પશ્ચિમ છે અને પૂર્વ તે પૂર્વ છે! (આ વાક્યમાં અદ્‌ભૂતતા ક્યાં સમાઈ છે કે જેને લઇને એ બધેજ વપ-રાય છે એ મારાથી સમજાતું નથી. એમ તો હું પણ કહી શકું કે ઉત્તર તે ઉત્તર છે અને દક્ષિણ તે દક્ષિણ છે. તદુપરાંત આટલા સાદાં સત્યને પણ આઇનસ્ટાઇન જેવો અસત્ય પુરવાર કરી ચુક્યો છે!) માત્ર આ બાબતમાં આપણા ગુજરાતમાં હાલ શી સ્થિતિ છે તેનોજ ઉલ્લેખ હું અત્રે કરી રહ્યો છું. હાલના ભયંકર વિપ્લવ-વાદી યુવાનોની હરોલમાં હું નહીં હોવાથી મારે તો આપણી જે સ્થિતિ હોય તે સ્થિતિમાંજ જીવન વીતાડવું રહ્યું. એટલે અંતરના આવા બળાપા આ જગ્યાએ ઠાલવી રહ્યો છું.

મેં ઠીક ઠીક લેખો લખ્યા છે. દીવાળીના અંકોમાં લેખો લખવા માટે મારા ઉપર ત્રણ ચાર જુદાં જાદાં આમંત્રણો પણ આવે છે. મારા એક મિત્ર મને હંમેશ જાહેરમાં ગુજરાતના જેરોમ કહીને સંબોધે છે પણ મારા એક બીજા મિત્રનું એમ ધારવું છે કે એ પહેલા મિત્ર માત્ર મારો ઉપહાસ કરવાજ મને એમ સંબોધે છે. એટલે એમાંથી મને જોઇએ તેવો સંતોષ મળતો નથી. ઘેર લગ્ન આવ્યા હોય તે વખતે ઘણા વૃદ્ધો પણ કંકોત્રી છપાવવામાં મારી સલાહ લે છે એટલે મને અવારનવાર ઘણા માણસો મારા લેખોનો સંગ્રહ બ-હાર પાડવાનું કહે છે.

"માસિકોમાં ને માસિકોમાંજ તમારા લેખો પડયા રહે એમાં ફાયદો શો ?" બીજા કહે છે. એકાદ પુસ્તક ઠોકી દ્યો. બે પાંચ હજાર નકલ ખપાવવી એમાં તે કૈં મોટી ધાડ મારવાની છે !"

"તમે ચોપડી કેમ છપાવતા નથી ?" શેર બજારના મિત્રો કહે છે. "અમારા શેરબજારમાં એકેક દલાલને પાંચ પાંચ ફેંકતો આવું તો સાતસો આઠસો તો એક દહાડામાં ખપી જાય. પછી તમારે શો વાંધો છે ?"

આ પ્રમાણે અનેક મિત્રો તેમજ ઓળખાણવાળાઓએ મારા ઉપર દબાણ કર્યું છે પણ મારી હિંમત ચાલતી નથી. મને મારા એક વડીલ મોતીલાલની સ્થિતિ સાંભરી આવે છે અને હું આ માર્ગે પ્રયાણ કરતાં અચકી જાઉં છું.

મોતીલાલ પણ મારા જેવાજ લેખક–કદાચ મારા કરતાં પણ એમણે કૈંક વધુ લખેલું, એમણે મોટી ઉમરે, લગભગ નોકરીમાંથી નિવૃત્ત થયા પછી ઉપર જણાવેલી શીખામણ ગળે ઉતારી અને પોતાના લેખોનો એક દળદાર પોથો "મોતીસાગર" નામથી બહાર પાડયો. પ્રેસવાળાનાં, પુંઠાંવાળાનાં, ચિત્રકારોનાં, બ્લોક બનાવનારનાં વગેરેનાં બીલો કેટલી રકમનાં થશે એનો ચોક્કસ ખ્યાલ એમને નહતો; એટલે જાહેરખબર પણ પુસ્તક છપાતા પહેલાં એમણે જરા છુટથી આપેલી. પુસ્તક તૈયાર થતાં વેંતજ બસો પાંચસો નકલે ઉપડી જશે અને એના પૈસામાંથી બધાનાં બીલો ચુકવી આપીને નીરાંતે પછી વેચાતી જતી ચોપડીઓની કિંમત નફા તરીકે મળતી રહેશે, આવી મનોહર ભાવના મોતીલાલ પોતાના અંતરમાં સેવી રહ્યા હતા. એમના કુટુંબમાં પણ આ શ્રદ્ધા માન્ય હતી એટલે તૈઆર થઇને એની નકલો ઘરમાં ડાલાં ભરાઇ ભરાઇને આવવા માંડી ત્યારે એમના સંતાનોએ એને સોનાની ઇંટ રૂપેજ જોઇ. ઉત્સાહમાં ને ઉત્સાહમાં દૈનિકોને, અઠવાડીકોને, માસિકોને, ત્રૈમાસિકોને

તેમજ બીજા મોટા સાક્ષરોને નકલો મોકલવાની ક્રિયામાં આખું ઘર મચી પડ્યું. પેક કરવામાં ખાસ મદદમાં આવનાર ગુંદર પણ મોતીલાલના પત્નીએ ઘેર બનાવ્યો. સગાં, સ્નેહીઓ અને સાધારણ ઓળખનાર માણસો પણ મોતીલાલને ઘેર મોટા જથ્થામાં આવવા માંડયાં અને જ્યારે શાંત ચિત્તે ગણત્રી કાઢવામાં આવી ત્યારે મોતીલાલને જણાયું કે કૈંક વધુ પડતો ઉત્સાહ એમનાથી બતાવી દેવામાં આવ્યો હતો કારણ કે લગભગ સાડી ત્રણસો નકલો આ પ્રમાણે એટલા વખતમાં ઉપડી ગઇ હતી. પણ ત્રણ હજાર નકલ છપાવેલ એટલે ફીકર જેવું કશું ન હતું. પછી એક ભાઇની સૂચનાથી કેળવણી ખાતામાં બે પાંચ નકલો મોકલવામાં આવી તેમજ જુદાં જુદાં સ્ટેટોના કેળવણી ખાતાઓમાં પણ નકલો રવાના કરવામાં આવી. જુદી જુદી લાયબ્રેરીઓ ઉપર મોકલવાને માટે એક ખાસ હેન્ડબીલ છપાવીને તૈયાર કરવામાં આવ્યું અને તે પણ રફ્તે રફ્તે રવાના થતાં ગયાં. તે પાછળ યાદ દેવડાવનારા પત્રો પણ યોગ્ય સમયે મોકલવામાં આવ્યા. ક્યાં ક્યાંથી શોધી શોધીને ભલામણ ચીઠ્ઠીઓ પણ મેળવવામાં આવી પણ કોણ જાણે શાથી પૈસા ખરચીને તે ચોપડી મંગાવનારા ભાગ્યેજ કોઈ નીકળ્યા !

પુસ્તકની સારી જેવી પ્રશંસા થઈ. બધાએ મુક્તકંઠે તેના વખાણ કર્યા. પણ એથી નકલોનો ઉપાડ થયો નહીં. કોઇની સૂચના ઉપરથી મોતીલાલભાઇએ એક બુકસેલરને ત્યાં સો દોઢસો નકલો વેચવા માટે મુકી. થોડા માસ પછી એજ બુકસેલરે બીજી દોઢસો નકલ લીધી. પણ આગળની નકલોના પૈસા મોતીલાલે જોયા નહીં. બુકસેલર મુંબઇમાં અને પોતે બહારગામ એટલે અવારનવાર કાગળોથી મોતીલાલ એમને યાદ આપતા હતા. પણ એવી યાદોથી ટંકશાળના પૈસા મળતા નથી એ જાણીતી વાતથી મોતીલાલ અજાણ હતા. કોઇકવાર એમનું મુંબઈ આવવું થાય ત્યારે એ

બુકસેલરને ત્યાં બેસીને ચ્હા પાણી પી આવતા અને પૈસા માટેનો ચોક્કસ વાયદો સાંભળી લેતા.

આખરે એ બુકસેલરથી કંટાળીને બીજાને ત્યાં મોતીલાલજીએ પાંચસો નકલો મુકી પણ તેમાં પરિણામ કૈંક જુદું આવ્યું. અમુક સમય સુધી તો કૈં થયું નહીં પણ પછી જ્યારે મોતીલાલે એને પૈસાને માટે દબાણ કર્યું ત્યારે એણે કહ્યું કે "જો તમે આવીજ પ્રકૃતિના માણસ છો એમ હું જાણતો હોત તો તમારો આ ક્યરો હું રાખતજ નહીં. પણ ભાઇ, આ ભલાંની દુનિયાજ નથી. તમારી ચોપડી એવી કૈં પ્રખ્યાત હતી કે તારથી બધા ઓર્ડર આવે. બહુમાં બહુ પાંચ દશ નકલો ખપી હશે. કેટલીક નકલો તો અમારે જાહેરાતને માટે એમને એમ આપવી પડી છતાં તમારે હિસાબ ચોખ્ખો કરવાની ઇચ્છા હોય તો કરી આપું."

આટલું કહી હિસાબ ચોખ્ખો કર્યો અને તેમાં એણે સાફ બતાવ્યું કે મોતીલાલે પાંચસોમાંથી જે અઢીસો નકલો એને ત્યાં પડી રહી હતી તે પાછી લઇ જવી અને પોણોસો રૂપીઆ આપી-જવા. અઢીસો નકલો પીગળાવી નાખવાના અદ્‌ભૂત પ્રયોગને માટે પોણોસો રૂપીઆ જેવી રકમ નજીવીજ ગણાય. પણ એ બાબતમાં પછી મોતીલાલે શું કર્યું એની મને ખબર નથી.

ત્યારપછી ઘરમાં જગ્યા રોકીને પડેલ એ પુસ્તકના જથ્થાને કમતી કરવાના બીજા ઉપાયો એમણે અમલમાં મુક્યા. ન્યાતમાં તેમજ ઓળખીતાં પાળખીતામાં લગ્ન અવસરે મોતીલાલે પોતાના પુસ્તકની ભેટ આપવી શરૂ કરી દીધી. મેટ્રીકમાં પાસ થનાર પોતાની ન્યાતનાં દરેક યુવક અને યુવતીને આ પુસ્તકની એકેક નકલ મળે એવી યોજના પણ એમણે અમલમાં મુકી. જે જે માસિકોમાં ઉખ્યાણાં આપવાની અને ઉકેલવાની પ્રથા હતી તે તે માસિક મારફતે એ ઉખ્યાણા ઉકેલનારને એકેક નકલ ભેટ મળે એવો

પ્રબંધ રચવામાં આવ્યો. આ શિવાય એમના સ્નેહીવર્ગમાં એક બે વાર ગરબા કરાવી એ પુસ્તકની લહાણ કરી. અમારા જેવા યુવાન સ્નેહીઓને તો મોતીલાલભાઇ અવારનવાર એ પુસ્તકની એક નકલ ભેટ આપતા. મને એ પ્રમાણે ત્રણ જુદે જુદે અવસરે એકેક નકલ મળેલી એમ યાદ છે. જ્યારે ચોથી વાર, હું મારી છોકરીને પરણાવવા પાટલે બેઠો હતો ત્યારે એમનાં પત્નીએ મને ચાંલ્લો કરીને એ પુસ્તક આપવા માંડ્યું ત્યારે મેં વિવેકથી પણ હીંમતથી એ સ્વીકારવાની ના પાડી. પણ એથી એમને બહુ ખોટું લાગ્યું હતું એમ મને હજી લાગ્યા કરે છે.

એ પુસ્તકને પ્રસિદ્ધિમાં આવ્યાને પંદરેક વર્ષ થયાં હશે કે કદાચ વધારે પણ થયાં હોય છતાં આજે પણ મોતીલાલજીના ઘરમાં એક ખુણો રોકીને બે કબાટો એ પુસ્તકની નકલોને પોતાના હૈયાં સાથે ચાંપીને પડેલાં મોજુદ છે અને એ વીશેની વાત છેડતાં આજે પણ એમની આંખ અશ્રુભીની થઇ જાય છે. કોઇક કોઇક વખત તો પોતે કહે છે પણ ખરા: “ભાઇ! આટલી મહેનત મેં કોઇ બીજા ધંધા પાછળ કરી હત ને તો તારી કાકીને ચુલો પકડવાની પંચાતી ટળી ગઇ હત. પણ હશે! જેવી પ્રભુની મરજી.!” આટલું બોલી થોડી વાર અટકતા, પછી વિચારમાં પડતા મોતીલાલ પાછા બોલી ઉઠતા: “પણ–પણ અલ્યા, તું પેલા–શેઠને ઓળખે છે ખરો? તું પોતે નહીં ઓળખતો હોય તો કોઇની ભલામણ ચીઠ્ઠી લાવી આપે? ઘણો ઉદાર છે અને વિદ્યારસિક છે એમ સાંભળ્યું છે–સામટી હજારેક નકલ લઇ લે તો બીજું પુસ્તક છપાવવાનો ખરચ બારોબાર નીકળી જાય!”

પાછલાં વાક્યો બોલતાં બોલતાં પાછું મોતીલાલજીનામાં ચેતન ચમકતું, નવીન ઉત્સાહ તરવરી ઉઠતો. ક્ષણભર એ ચેતન–એ ઉત્સાહ સપાટી ઉપર ઝબકુળીને પાછાં શમી જતાં અને મોતીલાલજીનું

હૈયું એક દીર્ઘ નિશ્વાસ મુકતું.

આવું જાણતા છતાં કયા માણસની પોતાના પુસ્તક પોતેજ પ્રસિદ્ધ કરવાની હીંમત ચાલે?

ઘણા સ્નેહીઓ મને અવારનવાર કહેતાઃ "ભલા માણસ, કોઇક પબ્લીશરને પકડીને સંગ્રહ છપાવને, જે બસો પાંચસો મળ્યા તે ખરા! બીજી આવૃત્તિ વખતે વળી જોઇ લેવાશે."

"પહેલી આવૃત્તિનાજ બસો પાંચસો અને બીજી આવૃત્તિનું આગળ ઉપર જોઇ લેવાશે" કહેનારને ખરી વસ્તુસ્થિતિનું અજ્ઞાન કેટલું મોટું છે એ તો જે આ ક્ષેત્રના પડદા પાછળની વાતો જાણતું હોય તેજ જાણે.

પડદા પાછળ ડોકીઉં કરીને જોનારાઓમાંનો એક હું. તે તે એ દિશામાં જવાની હીંમતજ કેમ કરે. છતાં હું ક્ષણભર પણ વિચાર કરૂં છું કે તરતજ મને પ્રસિદ્ધ લેખક શ્રી છોટાલાલની કરુણ મૂર્તિ સાંભરી આવે છે.

છોટાલાલે પોતાના સંગ્રહ કોઇ પબ્લીશર પાસે છપાવવાની આશા રાખેલી અને તેપણ પૈસા લઇને. અત્રે હું એટલું તો જણાવીજ દઉં કે જો આપણી કૃતિઓ મફતજ પબ્લીશરોને આપી દેવાની આપણી તૈયારી હોય તો માર્ગમાંથી અનેક વિઘ્નો દૂર થઇ જાય છે. અલબત, બધાંજ વિઘ્નો દૂર થઈ જાય છે એમ તો નહીંજ કહી શકાય; કારણકે એ ક્ષેત્રમાં પણ હરીફાઇ ઘણી છે. તમે તમારી કૃત્તિ વિના મૂલ્યેજ આપી દેવાને તૈયાર હો પણ બીજાઓ એવા પણ નીકળી આવે છે કે સામા પબ્લીશરને પૈસાની પણ મદદ કરે. એટલે એમાં પણ એમ તો નથીજ કે આપણે સારા લેખક થયા એટલે આપણી કૃતિઓ પબ્લીશરો વિના મહેનતાણે પ્રસિદ્ધ કરેજ.

છોટાલાલભાઇ યુવાન હતા, આશાભર્યા હતા. એમણે એક

પછી એક પબ્લીશરને પકડવા માંડયા અને તેમને પોતાનો સંગ્રહ ધરવા માંડયો. ઓફીસમાંથી છુટીને, ટ્રામનો આનો ખરચીને છોટાલાલ કોઇક પ્રસિદ્ધકર્તાની દુકાને પહોંચે, પહેલાં આડી અવળી વાત થાય અને પછી પેલા સંગ્રહ સંબંધી વાત છેડાય. કૈં આ પ્રમાણે વાતચીત ચાલે.

**પબ્લીશર:** " ઓહોહો ! તમારી કૃતિઓ ? એનાથી કોણ અજાણ્યું હોય ? ખુશીથી છાપું; શા માટે નહીં છાપું ? એટલા માટે તો અહીં બેઠા છીએ. "

**છોટાલાલ:** " પણ–પણ તમે સર્વ હક્ક સ્વાધીન રાખો તેના બદલામાં શું આપી શકશો ? "

**પબ્લીશર:** " હેં હેં હેં, જુઓની છોટાલાલભાઇ, ચોપડીઓના બજારની સ્થિતિ તો તમે જાણો છો ને, એમાં કૈં કહેવા જેવું નથી, પૈ કમાવાની તો ઘેર ગઇ પણ મુદ્દલ છુટતી નથી. તે ઉપરાંત ભાડાંતેડાં, જાહેર ખબરોના પૈસા—અરે વાત જ ન કરો. હા. પાંચ પચીસ નકલો આપી શકીએ–તમારા મિત્રોમાં વહેંચવા. બાકી તમે કોપીરાઇટ આપી ઘો અને નકલો ખપાવવાને જરા મહેનત કરો તો વાંધા જેવું નથી. તમારે કયાં ઓળખાણ પાળખાણ ઓછી છે ? "

**છોટાલાલ:** " હા, એ ખરૂં પણ મારે પૈસા વિના આપવાની ત્રેવડ નથી. "

**પબ્લીશર:** " હા, એ બરાબર છે; સૌની ઇચ્છાની વાત છે. ચ્હા બા લેશો ? મંગાવું ? કોઇ કોઇ વાર આવતા રહેજો, હેં હેં હેં "

ઘણે ઠેકાણે આજ મતલબની વાતો છોટાલાલને થઇ. ઘેર કુંટુંબીજનોને તો એમજ લાગ્યું કે ઓફીસનો ટાઇમ જ બે કલાક મોડો થયો છે. કારણ કે છોટાલાલભાઇને ઓફીસથી છુટીને



“ હાહાહા...! લ્યો બીડી બીડી તાણો ”

[ પાનું ૯૮.

પછી એક પબ્લીશરને પકડવા માંડયા અને તેમને પોતાનો સંગ્રહ ધરવા માંડયો. ઓફીસમાંથી છુટીને, ટ્રામનો આનો ખરચીને છોટાલાલ કોઇક પ્રસિદ્ધકર્તાની દુકાને પહોંચે, પહેલાં આડી અવળી વાત થાય અને પછી પેલા સંગ્રહ સંબંધી વાત છેડાય. કૈં આ પ્રમાણે વાતચીત ચાલે.

**પબ્લીશરઃ** " ઓહોહો ! તમારી કૃતિઓ ? એનાથી કોણ અજાણ્યું હોય ? ખુશીથી છાપું; શા માટે નહીં છાપું ? એટલા માટે તો અહીં બેઠા છીએ. "

**છોટાલાલઃ** " પણ–પણ તમે સર્વ હક્ક સ્વાધીન રાખો તેના બદલામાં શું આપી શકશો ? "

**પબ્લીશરઃ** " હેં હેં હેં, જુઓની છોટાલાલભાઇ, ચોપડીઓના બજારની સ્થિતિ તો તમે જાણો છો ને, એમાં કૈં કહેવા જેવું નથી, પૈ કમાવાની તો ઘેર ગઇ પણ મુદ્દલ છુટતી નથી. તે ઉપરાંત ભાડાંતેડાં, જાહેર ખબરોના પૈસા—અરે વાત જ ન કરો. હા. પાંચ પચીસ નકલો આપી શકીએ–તમારા મિત્રોમાં વહેંચવા. બાકી તમે કોપીરાઇટ આપી ઘો અને નકલો ખપાવવાને જરા મહેનત કરો તો વાંધા જેવું નથી. તમારે ક્યાં ઓળખાણ પાળખાણ ઓછી છે ? "

**છોટાલાલઃ** " હા, એ ખરૂં પણ મારે પૈસા વિના આપવાની ત્રેવડ નથી. "

**પબ્લીશરઃ** " હા, એ બરાબર છે; સૌની ઇચ્છાની વાત છે. ચ્હા બા લેશો ? મંગાવું ? કોઇ કોઇ વાર આવતા રહેજો, હેં હેં હેં "

ઘણે ઠેકાણે આજ મતલબની વાતો છોટાલાલને થઇ. ઘેર કુંટુંબીજનોને તો એમજ લાગ્યું કે ઓફીસનો ટાઇમ જ બે કલાક મોડો થયો છે. કારણ કે છોટાલાલભાઇને ઓફીસથી છુટીને



" હાહાહા...! દ્યો બીડી બીડી તાણો "

[ પાનું ૯૪.

પબ્લીશરને ત્યાં જવાનું હોય જ. વળી આ ઉપર લખેલ વાત એક જ મુલાકાતમાં થઇ ગઇ એમ માનવું એ પણ ભૂલભરેલું છે. આટલી વાત થતાં તો પાંચ સાત મુલાકાતો ઓછામાં ઓછી જોઇએ. કેટલાક ભલા પબ્લીશરો તો પૈસાનું નામ સાંભળતાં તરત જ ના પાડી દેતા. પણ ઘણા પ્રસિદ્ધકર્તાને આમ વાત ટુંકાવવામાં રસ પડતો નહીં. દુકાને એકલા બેઠા માખ મારતા પડયા રહેવા કરતાં છોટાલાલ જેવાની સાથે ગપ્પાં મારવામા વિશેષ આનંદજ હોય એટલે છોટાલાલને કોઈ એક મુલાકાતે ભાગ્યેજ છોડતું. કરોળીઆને માખીનો શિકાર કરવો હોય તો એકદમ તેને મારી નાખતો નથી પણ તફડાવી તફડાવી મારે છે—એમ મારે તોજ એને આનંદ પડે. મનુષ્ય જાત કરોળીઆમાંથી ઉતરી આવી હશે કે નહીં એ હું ચોક્કસ રીતે જાણતો નથી પણ ઉતરી આવી હોય તો માન્યામાં આવે તેવી વાત તો છે જ.

જેમ જેમ વખત વીતતો ગયો અને છોટાલાલભાઇ નવા નવા પબ્લીશરોની મુલાકાતમાં નિરાશ થતા ગયા તેમ તેમ તેમનું મગજ નબળું પડતું ગયું. એકલા મુંબઇનાજ નહીં પણ બહારગામના પબ્લીશરો પણ છોટાલાલના હાથમાંથી છટકી શક્યા નહીં. દરેક એવા પ્રસિદ્ધકર્તા સાથે મહીનાના મહીના ટપાલ વ્યવહાર ચાલતો. આશાની ઓથે ચાલતું વહાણ ઠેઠ કીનારે આવીને ખડક સાથે અથડાતું અને ડુબી જતું. છેલ્લે એક પબ્લીશર હાથ લાગ્યો. પહેલીજ મુલાકાતે છોટાલાલ પરમ સંતોષ પામ્યા હોય તેમ જણાયું. લેખકોમાં છોટાલાલ જેવો લખનાર આજ ગુજરાતના ગર્ભમાં નથી એમ પેલા પબ્લીશરે ભાર દઇને જણાવ્યું. પોતે છપાવવાને રાજી છે એટલુંજ નહીં પણ ઉત્સુક છે એમ એણે કહ્યું. માત્ર પોતાને જો એ સંગ્રહ નીરાંતે વાંચવાની તક મળે તો બહુ સારૂં એમ એણે કરગરતાં કરગરતાં છોટાલાલને કહ્યું. છોટાલાલે

ઔદાર્ય દાખવીને તેમ કરવાની હા પાડી અને સંગ્રહ તેને ત્યાં મુકીને વિદાય લીધી. ચાર પાંચ મહીનામાં પાંચ પચીસ ફેરા ખાધા ત્યારે પેલાએ જણાવ્યું કે એણે સંગ્રહ વાંચી લીધો છે અને એને બહુજ પસંદ પડયો છે.

"હવે તમારી શરત જણાવો એટલે હું છપાવા આપું," બીજા પાંચ સાત ફેરા પછી પેલાએ છોટાલાલને સહેજ હસીને કહ્યું.

"શરતોમાં તો બીજું શું?" છોટાલાલ આટઆટલા વર્ષે પોતાની એક પુરી આશા ફળિભૂત થતી જોઇને ગળગળા થઇને બોલ્યા, "અઢીસો રૂપીઆ અને પચાસ નકલો."

"વાહવાહ, અમારે લેખકો તમારા જેવાજ પ્રમાણિક જોઇએ છે,"–પેલા પબ્લીશરે છોટાલાલની પીઠ થાબડતાં કહ્યું, "કબુલ છે તમારી એ શરતો મારે; બસ હવે પ્રેસમાં મોકલાવી દઇએ. પણ પ્રુફો તમારે જ તપાસવાં પડશે હોં કે!"

"હા હા, એ તો હું તપાસી આપીશ." છોટાલાલે કબુલ કર્યું.

બીજા ત્રણ ચાર માસ ગબડી ગયા. પછીની એક મુલાકાતે પબ્લીશરે કહ્યું, "ત્યારે હવે હું મોકલાવું છું પ્રેસમાં."

"હા, હવે તો વખત પણ ઘણો થઇ ગયો." બીતાં બીતાં છોટાલાલ બોલ્યા.

"ભાઇ, એ કૈં ખાવાની વાત છે? અમારે બે ત્રણ હજારના ખાડામાં ઉતરવું પડે છે." પબ્લીશરે જવાબ દીધો.

"હા, પણ મારૂં નામ છે—એટલે" છોટાલાલે કહ્યું.

"હા હા હા, હવે એ તો સમજ્યા, આપણે ત્યાં નામ શાં અને વાત શી?" પબ્લીશરે કહ્યું. "પણ જુઓની, પેલી રકમ બધી નકલો ખપી રહે પછી હું આપી શકું."

છોટાલાલ ચમકયા. બે હજાર નકલ ખપે ત્યારે રૂપીયા મળે એનો અર્થ જ કૈં નહીં. એમણે વાંધો ઉઠાવ્યો. પરિણામે વાદાવાદ

થતાં બીજા બેએક માસ અને ચાર પાંચ મુલાકાતો થયા પછી એમ નક્કી થયું કે દોઢસો રૂપીઆ અને ત્રીસ નકલો છોટાલાલને મળે એમાં નકલો ખપાવવામાં એમણે બનતી મહેનત પણ કરવી.

આ વાત થયા પછી બીજા દોઢેક માસમાં એમ ઠર્યું કે એ દોઢસો રૂપીઆ ચોપડી છપાય પછી ત્રણ મહીના બાદ દસ દસના માસિક હપ્તામાં છોટાલાલને મળે એવી શરત બન્ને પક્ષ વચ્ચે કબુલ કરવામાં આવે. છોટાલાલ કૈંક ઉત્સાહમાં પણ આવ્યા. પણ તે પછી આશરે બેએક માસ પછી એક મુલાકાત વખતે પબ્લીશરે કહ્યું: "હાઆસ, જુઓની, પ્રેસ સાથે નક્કી થઇ ચુક્યું છે. માત્ર કાગળની ખોટ છે. પ્રેસવાળો ગમે તેવા કાગળો વાપરે અને તે ઉપરનો નફો ખાઈ જાય એને બદલે હું જ એને કાગળો આપવા માગું છું-સારા ફેધરવેઇટ એન્ટીક ઉપર છપાવશું, ભલભલાં અંગ્રેજી પબ્લીકેશનને ઠોકરે મારશું. કરવું તો સરસ કરવું. પણ-પણ જુઓ ભાઈ છોટાલાલ ! હમણાં જરા અમારો હાથ તંગીમાં છે અને કાગળોની જોગવાઇ કરી શકાય તેમ નથી તો જો હમણાં તમે એક બસો અઢીસો રૂપીઆ આપો તો કાલથી કામ શરૂ થઈ જાય. આમ અમારે તમને મહેનતાણાના હપતા તો આપવાના છેજ; સાથે સાથે આના પણ હપતા કરી નાંખશું."

આ સાંભળતાંજ છોટાલાલ ક્ષણભર તો સ્તબ્ધ થઇ ગયા પણ પછી શુદ્ધિમાં આવતાંજ તેમની નજર પોતાના હવે જર્જરિત થઇ ગએલ સંગ્રહ ઉપર પડી. તરત કુદીને એમણે એ સંગ્રહ લઇ લીધો, છલંગ મારીને દુકાનની બહાર કુદી પડ્યા અને પસાર થતી ટ્રામમાં ચઢી બેઠા.

આ અનુભવ પછી છોટાલાલનું મગજ વધુ અસ્થિર થયું છે. અલબત, નોકરી તો છે, પણ લખવાનું કરવાનું બંધ થઇ ગયું છે અને હજી પણ ઓફીસથી છુટયા પછી ઘેર જવાને બદલે પબ્લી-

શરોના લત્તામાં એક દોઢ કલાક, બગલમાં પેલો સંગ્રહ મારીને ફર્યા કરે છે. કોઇની દુકાને ચઢતા નથી પણ પોતાના મનમાંજ કાલ્પનિક સંવાદો કર્યા કરે છે. અમે કેટલાક સ્નેહીઓએ મળીને એમને એ સંગ્રહ છપાવી આપવાનું માથે લીધું પણ છોટાલાલ એ વાત કબુલ નથી કરતા. બીજી બધી બાબતોમાં એ સારા છે પણ માત્ર આજ બાબતમાં એમના મગજે કૈંક વિચિત્ર વલણ લઈ લીધી છે. થોડા દિવસની રજા લઇને એ મુંબઇની બહાર જાય છે ત્યારે પણ સ્નેહીઓની આગળ એમની વાત હોયજ કે, "હું અહીં આવીને પડયો છું અને ત્યાં મારે કેટલા પબ્લીશરોને મળવાનું રહી જાય છે. હશે, ત્યાં જઇને જરા વધુ મહેનત કરવી પડશે અને વધુ આંટા ફેરા મારીને પણ એ કામ પતાવી દેવાં પડશે."

આવા સંજોગોમાં મારે શું કરવું ?

કયો માર્ગ લેવો ?



# સૌ સરખાં

"સૃજેલાં શ્રી પ્રભુજીએ મનુષ્યો સર્વ સરખાં છે."

નાટકોમાં, શેરીઓમાં તેમજ ઘરમાં જ્યારે આ મતલબની લીટીઓ લલકારવામાં આવે છે ત્યારે આપણા મનમાં સાધારણ રીતેજ એવો વિચાર આવે છે કે આ તો માત્ર કાવ્ય છે, કવિઓના મનના ધખારા છે; બાકી દુનિયામાં આ પ્રમાણે મનુષ્યોમાં સરખાપણું છેજ નહીં. પણ આપણે જરાક ઉંડા ઉતરીને તપાસ કરીએ તો અમુક અમુક અપવાદ સીવાય બધાંએ મનુષ્યોની સ્થિતિ અમુક સંજોગોમાં તો સરખીજ જણાય છે. શું રાય કે શું રંક, શું જાડા માણસ કે પાતળા માણસ, બધાંએ અમુક બાબતમાં સરખાજ હોય છે. અલબત્ત, એટલું તો મારે કબુલ કરવુંજ પડે છે કે માણસ જાતમાં જે બે મોટા વર્ગ છે–મરદો અને સ્ત્રીઓ–તેઓમાં તો થોડો ફેર રહેવાનોજ. કારણ કે હમણાં જ્યારે સ્ત્રીઓ જાહેરમાં વધુ હક્ક માગવાને માટે જાહેર સભાઓ ભરવાને મશગુલ છે ત્યારે મરદો ઘરમાં વધુ હક મેળવવા માટે કૈં પણ યત્ન કરતા નથી. એટલું જ નહીં પણ દિવસે દિવસે ઘરમાં તેમજ જાહેર જીવનમાં એમના હક એક પછી એક ડુબતા જાય છે, તે મૃત્યુ જેવી ગાઢ શાંતિથી જોઇ રહ્યા છે! ડુબતા જતા હકો પાછા મેળવવા તેમજ નવા હકો મેળવવા માટે મરદોએ કેવા કેવાં પગલાં લેવાની

જરૂર છે, તે વિશેની પરિષદોની કેટલી આવશ્યકતા છે અને આ બાબતમાંજ પોતાનું સર્વસ્વ આપી દેવા તૈઆર મહાન નેતાઓની કેટલી જરૂર છે એ વિશે અહીં કંૈ પણ ઉલ્લેખ કરવો એ અસ્થાને છે એટલે તે વિશે વળી કોઈ બીજે પ્રસંગે.

* * *

" ઓહો ! કેમ, મગનલાલ શેઠ ! કેમ છો ? મઝામાં કે ? " આ પ્રશ્ન મી૦ મહેતા લગભગ દરરોજ લોકલ ટ્રેનમાં, ફર્સ્ટ કલાસના કંપાર્ટમેંટમાં મગનલાલ શેઠને પુછતા.

**" હા હા હા હા ! મહેતા સાહેબ ! આવી પહોંચ્યા ?** હો, મઝામાં છીએ, પણ ભાઇ, તમારા જેવું સુખ કંૈ અમારા જેવા અભણના નસીબમાં હોય ? હા હા હા ! લ્યો, બીડી બીડી તાણો."– મગનલાલ શેઠ પણ લગભગ હમેશાં આજ પ્રમાણે જવાબ આપતા.

મી૦ મહેતા મુંબઇની હાઈકોર્ટના બારીસ્ટર હતા. તેમને ઘણી ધીકતી કમાણી હતી. તેમની પત્ની ગ્રેજ્યુએટ હતી. ચાર પાંચ છોકરાંઓ પણ આયાઓ તેમજ ચાકરોના રસાલા સાથે મી૦ મહેતાના ગૃહને શોભાવી રહ્યાં હતાં. અંધેરીના એક કુશાદે બંગલામાં બહુજ અપ–ટુ–ડેટ સ્ટાઇલમાં મી૦ મહેતા રહેતા. સુખના સાધનોમાં અંધેરીમાં તેમજ મુંબઇમાં, મોટરકારો, ઘોડાગાડીઓ વગેરે પણ હતાં. છતાં મી૦ મહેતાના હૃદયમાં સંતોષ નહતો. પોતાની ધીકતી કમાણીને લઇને તેમને સવારથી રાતના અગીઆર બાર વાગ્યા સુધી બ્રીફો સાથેની માથાઝીક નસીબમાં લખેલી હતી. તે ઉપરાંત ફુરસદના વખતમાં જાહેર જીવનના અનેક પ્રશ્નોમાં મરજીથી કે કમરજીથી તેમને ગુંથાવું પડતું હતું.

પત્ની ગ્રેજ્યુએટ એટલે સ્ત્રીઓના હક મેળવવા પત્નીનો દિવસનો ઘણો મોટો ભાગ જાહેર જીવનમાં ઘરથી વેગળો ગાળવો પડતો હતો, છોકરાંઓ તરફ આંખ માંડવાનોજ એમને વખત મળતો

નહીં, તો પતિનું અસ્તિત્વ છે કે નહીં એ પ્રશ્નનો ઉકેલ કરવાનો વખત એમને ક્યાંથી મળે ? એમના પીયરીયાંઓમાંથી પણ ત્રણ ચાર યુવતીઓ ગ્રેજ્યુએટ હતી અથવા તો નજદીકના ભવિષ્યમાં થનાર હતી એટલે તેમની આકૃતિઓ મી. મહેતાના બંગલામાં નજર નાખનારને ઘણુંખરૂં હમેશાંજ જણાતી. મી. મહેતાને ઘણીવાર વિચાર આવતો કે “ અરે પ્રભુ ! મને આવી સ્થિતિમાં ક્યાં મુક્યો ? આના કરતાં મને દોઢસો બસોની કમાણી હોત, એક નાના બ્લૉકમાં હું રહેતો હોત, સાંઝના વહેલો ઓફીસથી આવીને છોકરાંઓથી અને પત્નીથી વીંટળાઇને બેસતો હોત, તો કેવું સ્વર્ગીય સુખ મળત ! આ તે કૈં જીંદગી છે ? સવારે સાડા પાંચથી ઉઠું છું તે રાતના બાર વાગ્યા સુધી પત્નીનું મોં પણ જોવાતું નથી. છોકરાંઓને તો આઠ દિવસે એકાદ કલાક જોવાનું બની શકે છે. રસ્તામાં એકલાં મળ્યાં હોય તો ઓળખું પણ ખરો ? ” આવા વિચાર તરંગોમાં મી. મહેતાને મગનલાલ શેઠની પોખાળ અને હંમેશની આનંદી પ્રકૃતિ બહુ સાલતી.

તેને એમજ લાગતું કે આ શેઠ કેવો સુખી છે ! સવારથી ઉઠયા એટલે છાપાઓમાં શું છાપ્યું છે એ જાણવાની પણ એને તસ્દી લેવાની નહીં. નિરાંતે, પોતાના મનમાં આવે ત્યારે દુકાને જવું, ત્યાં મન થાય તો ગાદી તકીએ ઉંઘવું. સાંઝના નહીં મળે કલબ કે નહીં મળે સોલીસીટરો સાથેના કમબખત કૉન્ફરંસો ! સીધા ઘેર જઇને ગોઠવાવાનું. ત્યાં પણ પત્ની ગ્રેજ્યુએટ નહીં એટલે એ છોકરાંઓ સાથે ઘેરની ઘેરજ બેઠી હોય. તેમની સાથે ગપ્પાં મારવાં. વળી પૈસાની પણ તાણ નહીં એટલે બીજી પણ અગવડો નહીં. અને હજી તો આપણાં જીવનમાં નવા સુધારાઓ, નવી પ્રવૃત્તિઓ અને નવી જંજાળો લાવવાની કોશીશો થયાજ કરે છે !

ખરેખર ! કોઇ કોઇ વાર તો મી. મહેતાના મનમાં એમ

પણ થયા કરતું કે આ બધી જંજાળો છોડીને સાબરમતી આશ્રમમાં બેસી જાઉં. પણ અલબત્ત, ટેવ એવી વસ્તુ છે, જંજાળો એવી શક્તિભરી છે કે મી. મહેતા એ બધું છોડી સાબરમતી આશ્રમમાં જાય એવો સંભવ બહુ જણાતો નહતો. દિન પ્રતિ દિન જીવનમાં જંજાળો વધતીજ જતી હતી. તેમનાં પત્ની મ્યુનીસીપાલીટીમાં જવા ફાંફાં મારતાં હતાં. પોતે કાઉન્સીલમાં જવાની તૈયારી કરી રહ્યા હતા છતાં એટલું તો ખરૂંજ કે જ્યારે જ્યારે લોકલમાં મગનલાલ શેઠ મળતા ત્યારે ત્યારે તો એમના મનમાં ઈર્ષ્યાની હોળીજ સળગતી હતી.

મગનલાલ શેઠ મુંબાઈમાં જાણીતા કાપડના વેપારી હતા. બોરીવલીની એક જંગી હવેલીમાં રહેતા હતા. સુખના સાધનોમાં એમને ઘેર પણ જોઇએ તેટલી મોટરકારો હતી. ચાકર નફરો અને ભટોની એક ફોજ હતી. છોકરાંઓ પણ પ્રભુએ સારી સંખ્યામાં આપ્યાં હતાં. અને પત્નીશ્રી પણ વજન તોળવાના કાંટા ઉપર ચઢે તો ખાસ્સાં એકસોને પંચાણું રતલ બતાવતાં હવેલી શોભાવી રહ્યાં હતાં. રતલના પ્રમાણમાંજ ઇશ્વરે તેમને અવાજ પણ આપ્યો હતો. અને એ અવાજથી હવેલીના ઘાટીથી માંડીને મગનલાલ શેઠ સુધીના માણસો ધ્રુજતાં હતાં. વજનનો કાંટો સવાસો રતલથી આઘો ગયો (એ વાતને આજે વરસો વીતી ગયાં હતાં) ત્યારથી કોઇપણ દિવસ તે હસ્યાં હોય એમ કોઇને સાંભરતું નહતું. જ્યારે જુઓ ત્યારે શેઠાણીની આસપાસ સગાંવહાલાંઓ, વખાણનારાઓ, ખુશામતીઆઓ અને ભકતાણીઓની એક જંગી ફોજ હાજર રહેતી. મગનલાલ શેઠે તો આ બધામાંથી નાસવાં માટે એકજ રીતિ અખ્ત્યાર કરેલી જણાતી હતી; અને તે એજ કે સવારના નછુટકે ઘેર જમવું, બાકી રાતના વાળુનું વગેરે બધુંજ પેઢી ઉપર રાખ્યું હતું. ટ્રેનમાં તેમજ ઘરમાં પોતાના ઓરડામાં ગંજીફાનું સામ્રાજ્ય પોતે

પ્રસરાવી દેતા હતા અથવા તો બોરીવલીના જંગલોમાં ફરવામાંજ ઘણો વખત કાઢી નાખતા.

એક બે વખત એમણે છોકરાંઓને સારી રીતે ભણાવી શકાય એ હેતુથી મડમ શિક્ષક રાખવાનો વિચાર રાખેલો પણ એ વિચારની ગંધ શેઠાણીને આવતાંજ ઘરનું વાતાવરણ એટલું ઉગ્ર થઈ ગયું કે શેઠનો વિચાર વાતાવરણમાંજ ભળી ગયો. છોકરાંઓનો મત સ્વાભાવિકજ આ બાબતમાં શેઠાણી તરફ વળ્યો એટલે શેઠે છોકરાંઓને પડખે ચઢવાનુંજ ઓછું કરી નાંખ્યું.

આટલી વિટંબણા છતાં મગનલાલશેઠનો સ્વભાવ એટલો આનંદી હતો કે આ બધું નીભાવી લઇને પણ જીંદગી આનંદમાં ગુજારવી એમને ભારે પડતી નહતી. જ્યાં પણ વખત મળે ત્યાં મોટામાં મોટા ધાંટા પાડીને હસવું અને ગપ્પાં મારવાં એ એમનું ખાસ લક્ષણ હતું. બનતાં સુધી એમના મનમાં અસંતોષને જન્મ લેવાની તક શેઠ આપતા નહતા છતાં પણ જ્યારે શેઠ મી. મહેતાને ડબામાં દાખલ થતા જોતા ત્યારે એમનું હૈયું હાથ રહેતું નહીં. ઘડીભર એમને એમ થઈ જતું કે "મારો વહાલો મહેતો! ભલા ભગવાને એના ઉપર ખરી મહેર કરી છે હો! બારીસ્ટર તરીકેની ધીકતી કમાણી, આટલું ભણેલી બૈરી, આવાં સુઘડ છોકરાં! પછી બીજું જોઇએ શું? એમના બંગલામાં જાઓ તો બૈરાં કે છોકરાંઓ કોઇનો સહેજ પણ ઘાંટો સંભળાય નહીં. ઘંટડી વાગી કે મહેમાન માટે ચહાપાણી વગેરે હાજર. વાતો પણ કેવી! આપણે તો જે દેશના નામ પણ સાંભળ્યાં નહીં હોય એવા દેશની વાત તો કેમ આપણે જાણે આપણા ગામની વાતું કરતા હોઇએ તે પ્રમાણે એમનું આખું ઘર એની ચરચા ચલાવતું હોય. આપણે તો મહાત્માજી જેવા સંતપુરૂષોનું નામ પણ ઘરવાળી આગળ દેવા જઇએ તો ગાળ ખાઇ બેસીએ. ખરેખર, મને આટલો પૈસો નહીં આપ્યો હત

પણ કૈંક પણ મહેતાના જેવો ઘરસંસાર આપ્યો હત તો હું કેવો સુખી થાત! પણ કૈં નહીં બચ્ચા! એવા વિચાર શા માટે કરવા?" આટલું કહીને મનને વાળવા યત્ન કરતા. તેમાં પણ કોઇક વાર જ્યારે મી. મહેતાને ત્યાં પોતે વીઝીટ ઉપર જાય, મીસીસ મહેતાની સાથે દસ પંદર મીનીટ ગપ્પાં મારવાનો પ્રસંગ મળે ત્યારે તો મગનલાલ શેઠનો આનંદ પણ ટકી શકતો નહીં અને થોડીવાર તે ઉંડી ગમગીનીમાં ડુબી જતા.

એક શનીવાર હતો. બપોરની ટ્રેનમાં મી. મહેતા વીક–એન્ડને માટે લાનોલી જવા ઉપડ્યા. તેમનું કુટુંબ ત્યાં હતું, ડબામાં બેસવા જતાંજ મગનલાલ શેઠની આનંદથી ઉછળતી આકૃિત બેઠેલ જોઇ. "ઓહો! કેમ, મગનલાલ શેઠ? કેમ છો? મઝામાં કે? તમે કુણી તરફ?" એમણે પ્રશ્ન કર્યો.

"હા હા હા હા! મહેતા સાહેબ, લાનોલી તરફ વીક–એન્ડ લગાવી આવીએ. કામ તો રોજનું પડ્યુંજ છેને. હા હા હા!" મગનલાલ શેઠે ઉત્તર વાળ્યો.

બન્ને જણા વાતોએ ચઢ્યા. ખબર કાઢતાં ઉભયને જણાયું કે લાનોલીમાં બન્નેના બંગલા અડોઅડજ હતા. મગનલાલ અને મહેતાએ રસ્તામાં કૈં કૈં ગપ્પાં માર્યાં, મગનલાલે રાજ્યદ્વારી કેળવણીને લગતા, સુધારાને લગતા ઘણા સવાલોના જવાબ મી. મહેતા પાસેથી સાંભળ્યા. મી. મહેતાંએ એમની પાસેથી જુદાં જુદાં બજારની રૂખ જાણી. મગનલાલના મનમાં મી. મહેતા પ્રત્યેની ઇર્ષ્યા જાગ્રત થઇ આવી. "હું તે શની રવીએ લાનોલી જઇને શું સુખ માણવાનો હતો? ઘરમાં એજ ઘરમના ઢોંગ ઘંતુરાની વાતો, કુટુંબ ક્લેશના નવા નવા મુદ્દાઓ, અને રવીવારે સવારે બાસુદી પુરી કરવાં કે શીખંડ પુરી કરવાં, એની સાથે ભજીયાં કરવાં કે સળંગ વાલની દાળ કરવી એ બાબતનો મોટો કજીઓ!

મી. મહેતાને ત્યાં એને બદલે કેવી કેવી ઉંચા વિષયોની વાતો થશે, કૈંક સંગીત પણ ચાલશે. રાતના કેવાં બધાં હળીમળીને બેસશે. નસીબ !" આવા વિચારો ગપ્પાંમાં અને ગપ્પાંમાં મગનલાલ શેઠના મનમાં ઉભરાવા લાગ્યા.

તેજ વખતે મી. મહેતા મગનલાલ શેઠના હાસ્યથી મનમાં ને મનમાં બળ્યા જતા હતા, "કેવળ અજ્ઞાનમાં પણ કેટલું સુખ છે ! આ લોકોને લાનોલીમાં બીજી કોઇ પણ જાતની કનડગત થોડી છે ! બસ, આખો દિવસ નિર્દોષ ધીંગામસ્તી, મનમાનતું ખાવાપીવાનું અને પેટ ભરીને ઉંઘવાનું. છોકરાંઓ પણ આનંદથી આખા બંગલાને હોકારાથી અને તોફાનથી ગજવી મુકતાં હશે. પાંચ દશ મહેમાનો જુદા જુદા પ્રશ્નો ઉપર વાદવિવાદ ચલાવી ભેંજાનું દહીં કરવાને માટે એમને ત્યાં થોડાજ આવવાના હતા ! કોઇ આવશે તો ઉસ્તાદ ગવૈયાજ હશે, એટલે ભોજન લેતી વખતે પણ એઓ કેટલો આનંદ લેતા હશે એનો તો મને ખ્યાલ પણ આવી શકતો નથી. અમારા જેવાથી તો અવાજ કરીને સબડકો પણ મરાય નહીં. વાહ ભાગ્ય વાહ !" આવા તરંગોની પરંપરા મી. મહેતાના હૃદયમાં થયા કરતી હતી અને શમી જતી હતી.

રસ્તામાં અમુક કારણોને લઇને ટ્રેન મોડી થઇ. લગભગ સાડા દસે બન્ને જણા પોતપોતાને મુકામે પહોંચ્યા. મી. મહેતાને પોતાના બંગલામાં પેસતાંજ કૈંક વધુ શાંતિ જણાઇ. જ્યાં જુઓ ત્યાં અંધારૂં એમને ખાવા ધાતું હોય એમ જણાયું. પ્રકૃત્તિ સ્વાભાવિકજ નબળી, તેમાં ટ્રેનની મુસાફરીનો થાક એટલે મી. મહેતાનું મગજ શાંત તો નહતુંજ. તેમાં પણ આ જાતની વસ્તુસ્થિતિ જણાઇ, એટલે અશાંતિમાં વધારો થયો. બંગલામાં પેઠા પણ કોઇપણ માણસ નજરે પડયું નહીં. અંધારામાં એકાદ બે વસ્તુ સાથે અફળાયા પણ ખરા. આખરે એક ચાકર એક ઠેકાણે સ્વસ્થ ઉંઘતો હતો તે નજરે

પડયો. તેને પુછવાથી ધીમે ધીમે આખી વસ્તુસ્થિતિ તેમને સમજાઇ. કોઇ બહેનપણીને ત્યાં નાની સરખી સભા જેવું હતું; ત્યાં મીસીસ મહેતા ગયાં હતાં. પાછા આવતાં સાડા અગીઆર બાર થશે એમ કહી ગયાં હતાં. છોકરાંઓ બધાં ઉંઘી ગયાં હતાં. રવિવારે પોતાને બંગલે સભા હતી અને સાથે પાર્ટી હતી એટલે મુંબાઈથી સોદો લાવવા ભટને મુંબાઇ રવાના કરવામાં આવ્યો હતો. મી. મહેતા જરા વિચારમાં પડયા; એનો લાભ લઇ ચાકર પાછો નિદ્રામાં પડયો.

"આવું કૈંક તો હું હમેશાંજ અનુભવું છું પણ આટલે દરજ્જે નહીં. બીજું બધું તો જાણે સમજ્યા પણ આ સ્થિતિમાં જમવાનું તો હોયજ ક્યાંથી ? તેમ આ ચાકરને પુછવામાં તો લાભજ શો ? કાલ તો આખો દિવસ સભા–પાર્ટીની તૈયારીમાંજ પસાર થવાનો એટલે કોઇ પણ પ્રકારની શાંતિની આશા રાખવી એ વ્યર્થજ છે. અને રવિવારે થાક્યા પાક્યા અગીઆરેક વાગે સુઇશું એટલે સોમવારે સવારે તો પાછા મુંબાઇ માટે નીકળવાનુંજ. વાહરે વીક–એન્ડ વાહ! આટલા માટે હું લાનોલી આવ્યો ? મુંબાઇજ પડી રહ્યો હોત તો ? ઠીક, ચાલો, સ્વસ્થ સુવાથી આરામ તો મળશે." આમ વિચાર કરીને આખરે મી. મહેતા પોતાના ખંડમાં વળ્યા. ત્યાં પોતાના એક પલંગને બદલે ખાસી પાંચ તળાઇઓ બીછાવેલ જોઇને મી. મહેતાના રામ રમી ગયા. છતાં શાંતિ રાખીને તેમણે લુગડાં તો બદલ્યાં અને પછી પાછા પેલા ચાકરને ઉંઘમાંથી ઉઠાડીને આનો ખુલાસો પુછયો. જવાબ ઉપરથી જણાયું કે અમુક સંખ્યામાં સ્ત્રીઓ તે રાત તે બંગલામાં સુવાની હતી. પોતાના ઓરડામાંથી નીકળી મી. મહેતાએ આગલા હોલમાં નજર નાખી ત્યાં પણ તળાઇઓજ દ્રષ્ટિએ પડી. ચાકર નહીં જુએ તેમ બે ચાર તળાઇઓને તેમણે લાત મારી પણ એનાથી કોઈ પણ રીતે મામલો સુધર્યો નહીં

એટલે આખરે કંટાળીને તેમણે ચાકર પાસે એક ફોલ્ડીંગ પલંગ બહાર ગેલરીમાં મુકાવ્યો અને પોતાનું બેડીંગ બીછાવી તેમણે વિશ્રાંતિ લેવાને આરંભ કર્યો.

તેમને ખાસ ઉંઘ તો આવીજ નહીં; ઘેનમાં તેમણે આમથી તેમ તરફડીયાં માર્યાજ કર્યાં, પોણા બારેકે પંદર સત્તર સન્નારીઓ હાહાઠીઠી કરતી દાખલ થઈ. સભા બહુ ફત્તેહમંદ થઇ હતી એમ તેમના હોકારા ઉપરથી જણાતું હતું. બીજા દિવસની પાર્ટીને માટે જોસભેર તડાકાઓ ચાલતા હતા. તેવામાં ઘાટીએ બાઇને સાહેબ આવ્યા છે એમ ખબર આપી. બાઇએ તે સાંભળી પણ તે વીશે ઝાઝો ઉહાપોહ કરવામાં આવ્યો નહીં. ઘાટીએ પાછું કહ્યું કે સાહેબ બહાર ગેલરીમાં સુતા છે. જવાબમાં કોઇ અટકચાળી યુવતીએ કહ્યું કે ત્યાંથી કયો ચોર આવીને એમને ચોરી જવાનો હતો ? મી. મહેતાએ આ બધું સાંભળી લીધું. પરિણામે એમનું ઘેન પણ ઉડી ગયું અને બધાં સુઇ ગયાં એટલે ગેલરીમાંથી ઉઠીને ચાંદનીમાં કંપાઉંડમાં ફરવા માંડ્યું.

આ તરફ મગનલાલ શેઠ બંગલે પહોંચ્યાં તે વખતે એક બ્રાહ્મણ કૈંક કથા કરી રહ્યો હતો અને શેઠાણી અને બીજાં સાત આઠ બૈરાં તેમજ છ સાત મરદો તેને વીંટળાઇ વળ્યાં હતાં. છોકરાંઓ પણ સારી સંખ્યાંમાં ધાંધાટ કરી રહ્યાં હતાં. શેઠને કોઇએ ખાસ આવકાર આપ્યો નહીં. પણ શેઠાણીનો પ્રચંડ ઘાંટો ખીલી નીકળ્યો " બારણે અગીઆર વાગે તે કોઈ આવતું હશે ?" શેઠ આવકારની નોંધ લીધા વિના ઉપર ગયા. એક ભાઇએ શેઠના જમવા બાબત વાત છેડી. જવાબમાં શેઠાણીએ સુણાવી દીધી; "અત્યારે તે રસોઇ વળી ક્યાં કરી મુકી હતી ! અને કથાનો પરસાદ ખાય તો તો એ વટલાઇ જાય ! હા, ચહા પીવી હોય તો રામો કરી આપશે."

"હા હા ! એ ઠીક કહ્યું. ગરમ ગરમ ચહા આવશે તો મોજ પડશે." શેઠે જવાબ આપ્યો; પણ તરતજ પાંચ છ છોકરાઓએ પણ ચહા પીવાની માગણી કરવાથી શેઠાણીએ ચહાનો પ્રોગ્રામ બંધ કરાવ્યો. સાથે સાથે એટલું પણ ચોખ્ખું કરાવ્યું કે બંગલામાં શેઠને સુવાની જગ્યા નહતી. શેઠે રામાનેજ કહી દીધું કે પોતાની પથારી ગેલેરીમાં કરવી. તે પ્રમાણે પથારી થઇ અને શેઠ સુતા પણ ખરા. પણ કથા તેમજ છોકરાંના કકળાણમાં એમને ઉંઘ આવી નહીં એટલે કંટાળીને આખરે એમણે ચાંદનીમાં પોતાનું મગજ શાંત પાડવાનું ઉચિત્ ધાર્યું. કંપાઉંડમાં આમથી તેમ આંટા મારતાં શેઠે મી. મહેતાનો સહજ વિચાર કર્યો. મનમાં કૈંક અદેખાઈ પણ ઉત્પન્ન થઇ; અને ખેદથી એકાદ નિશ્વાસ પણ મુક્યો. એટલામાં એમણે મી. મહેતાને પાસેના કંપાઉંડમાં ફરતા જોયા. મગનલાલ શેઠને ક્ષણભર એમ થયું કે મીસીસ મહેતા પણ સાથે હશેજ પણ તે ભ્રમણા તરતજ દુર થઇ. મી, મહેતા એકલાજ ફરતા હતા. શેઠે ત્રાડ પાડી: "કાં મહેતા સાહેબ ! આમ અત્યારે એકલા ?" મી. મહેતાએ મગનલાલ શેઠનો સાદ સાંભળ્યો તે પહેલાં બે ચાર ક્ષણ પહેલાંજ એમને જોયા હતા અને જોતાંજ એમના હૈયાંમાં શેઠ પ્રત્યે ગુસ્સો ઉપજ્યો. જ્યારે પોતે આમ તો સુશિક્ષિત છતાં એના જીવનમાં આટલી શુષ્કતા ત્યારે આ અભણ શેઠીઓ કેવો આનંદ ઉડાવી રહ્યો છે ! પણ મી. મહેતાએ મગનલાલ શેઠનો સાદ સાંભળ્યો એટલે તેમને સહસા પ્રતીતિ થઇ કે કદાચ મગનલાલ શેઠની સ્થિતિ પણ પોતાના કરતાં સારી નહીં હોય. તેમણે શેઠને કહ્યું: "ના, અમસ્થાજ, બહાર ગેલરીમાં સુતો હતો અને ઉંઘ નહોતી આવતી એટલે મનમાં એમ થયું કે લાવ જરા ચાંદનીમાં લટાર મારૂં. પણ તમે કેમ ?"

"હા હા હા હા ! આપણે પણ એમજ ! અક્ષરે અક્ષર !

શેઠના વ્યાપારી મગજે આખી વસ્તુસ્થિતિ સમજી લીધી અને તેથીજ એમણે ઉમેર્યું: "કાલે સવારે આવવું છે? ઉઠીને આપણે મોટરમાં ઉપડી જઇએ, જરા લાંબે સુધી ફરી આવશું અને પછી પેલા આપણા કસ્તુરભાઈ છે ને, તેમને ત્યાં જમવાનું રાખશું. ફાવશેને?"

મી. મહેતાએ હા પાડી.

મગનલાલ શેઠના બંગલામાંથી એક ચાકરનું સંગીત ગાજી ઉઠ્યું; "સર્જેલાં શ્રી પ્રભુજીએ, મનુષ્યો સર્વ સરખાં છે!"





# પ્રેમ અને દુરંય

સુમનગૌરીના પિતા મુંબાઈમાં એક મીલના મેનેજર હતા, અને વેસોવા ઉપર આવેલા પોતાના બંગલામાં રહેતા હતા. સુમનનું વય સત્તર વર્ષનું હતું. એ બંગલાથી થોડેક દૂર સુમનની એક બહેનપણી અનસૂયા રહેતી હતી. અનુના પિતા મુંબઈના એક મોટા વેપારી હતા, અને પાસે પૈસાનું જોર વિશેષ હતું. કુટુંબ સુધારવાળાનું હતું તેથી કરીને અનુના વિવાહિત પતિને ત્યાં મળવા આવવાની છૂટ હતી. અનુ અને સુમન રોજ સાંજે મળતાં અને અનુની નાની હોડીમાં બેસીને દરિયામાં ફરવા જતાં. કોઈ કોઈ વખત અનુનો વિવાહિત પતિ કિસનલાલ મળવા આવતો ત્યારે એ એ પણ સાથે જતો. કિસનલાલ પણ પૈસાદાર હતો અને ઘરમાં ગાડી ઘોડા તેમજ મોટર હતાં. આ પ્રમાણે કિસનલાલ ઘણી વાર આવતો જતો અને તેથી સુમન જોડે પણ તેને છૂટથી બોલવાની ટેવ પડી હતી. વળી એને હોડી હંકારવાનો શોખ હતો, તેથી જ્યારે તે વેસોવા આવતો, ત્યારે ત્યાંયે હોડીનો પ્રોગ્રામ હંમેશ અમલમાં મુકાતો.

એક દિવસ કિસનલાલ વેસોવા અચિંતો આવ્યો. અનુ મુંબાઇ

ગઇ હતી. સુમન અનસૂયાના બગીચામાં એકલી ફરતી હતી તે જોઇ કિસનલાલે પુછ્યું: "કેમ આજે એકલાં ફરો છો ?"

"અનુ બહેન મુંબાઇ ગયાં છે અને રાતે મોડાં આવવાના છે." સુમન બોલી, "તેથી બીજું શું કરવું ?"

"હરકત ન હોય તો આપણે હોડીમાં થોડે સુધી ફરી આવીએ." પાછા જવાની ટ્રેન હોવાથી. અને દરિયાની સહેલગાનો પ્રોગ્રામ આકર્ષક લાગવાથી કિસનલાલ બોલ્યો.

"હા ચાલો, થોડી વાર ફરી આવીએ." સુમને કહ્યું.

કિસનલાલે હોડી પાણીમાં ધકેલી અને બન્ને જણ અંદર બેઠાં. કિસનલાલનાં હલેસાં પાણીને કાપતાં હોડીને ત્વરિત ગતિએ આગળ લઇ જવા માંડયાં. સમુદ્રના વિશાળ પટ ઉપર કોઇ કોઇ જગ્યાએ માછીમારોના વહાણના શઢ દષ્ટિગોચર થતા હતા. સૂર્યનો તાપ શમી ગયો હતો, છતાં સૂર્યનો પ્રકાશ સમુદ્રનાં ખારાં પાણીને પ્રકાશિત કરતો હતો. પવન મંદમંદ વાતો મનુષ્ય હૃદયમાં કોઈ અનેરા પ્રેમ મંત્ર ફુંકતો હતો. જેમ જેમ હોડી આગળ જતી ગઇ, તેમ તેમ પૂર્વ દેશનું હિંદુ જીવન જાણે દૂર દૂર ચાલ્યું જતું હોય તેમ સુમનને લાગવા માંડયું. પાશ્ચાત્ય દેશોમાં અનેક વર્ષો સુધી પર્યટન કરી આવેલ અને ત્યાંના રીતરિવાજો શીખી આવેલ કિસનલાલની સ્નાયુબદ્ધ આકૃતિ ઉપર સુમનની આંખ સહસા પડી. ખમીસની બાંય ઠેઠ ઉપર ચઢાવી દીધી હતી એટલે કિસનલાલના હાથ, હાથના સ્નાયુ ખુલ્લા દેખાતાં કાંઇ અપૂર્વ બળથી સુમનના ચક્ષુને આંજતા હતા. સુમન અનિચ્છાએ પુરૂષત્વના આ ઉચ્ચ દૃષ્ટાંતને ક્ષણભર નિરખી રહી, અને પછી કાંઇક તેવીજ અનિચ્છાએ સુમને પોતાની દૃષ્ટિ સંકેલી લીધી,

પવન વધ્યો. સમુદ્રના તરંગો પણ વધ્યા. હોડી આ તરંગો ઉપર નૃત્ય કરતી આગળ વધતી ગઈ. એક મોટા તરંગે હોડી વધુ

ઉછળી. સુમન હોડીની એક બાજુએ જરા અફળાંઇ. હલેસાં માર-
વામાં મશગુલ બનેલો કિસનલાલ ચમકયો. "હં, સંભાળજો,"
કહીને કિસનલાલે સુમનની સામુ જોયું. યૌવનને આંગણે ઉભેલી
સુમનના શરીરનો બાંધો મજબુત હતો. હિંદુ સ્ત્રીઓમાંથી કોઇકનેજ
મળતો લાભ સુમનને મળ્યો હતો. ખુલ્લી હવામાં હરવું ફરવું,
ટેનીસ, બેડમિનટન વગેરે, રમતોમાં મશગુલ રહેવું, આવાં આવાં
સાધનોથી સાધારણ સૌંદર્ય છતાં પણ સુમનની આકૃતિ જોનારને
આંજી નાંખે તેવી હતી. અંગ્રેજીનું સારૂં જ્ઞાન, બોલવા ચાલવામાં
એક પ્રકારની નીડરતા, સુમનની આકર્ષતામાં વધારો કરતાં હતાં.
કિસનલાલની પાશ્ચાત્ય સૌંદર્ય નિરખવાને ટેવાઇ ગયલી આંખ્યોને
આ ભભકભર્યું દર્શન દિવ્ય લાગ્યું. પવન વધતો જતો હતો. ઝીણો
વાયલનો સાળુ, દિશાઓને નહીં ગણકારતી સુમનની ઉર્મિઓની
પેઠે પવનના ઝપાટામાં ઉડતો હતો. ભુરા આકાશમાં મળી જતી
ચોળી સાળુની મર્યાદાને તોડીને કિસનલાલની આંખ્યોને શારીરિક
સૌંદર્યનું યથેચ્છ ભાન કરાવવા લાગી.

ઉપર વિશાળ ભુરૂં આકાશ, નીચે ઉછળતો સમુદ્ર પટ, ઉછ-
ળતા તરંગોને હોલે ચઢેલી નાનકડી કીસ્તી, અને કોઇ પણ પાશ્ચાત્ય
ચિત્રકારના ચિત્રપટને શોભાયમાન કરે તેવી આ યુવાન અબ-
ળાની આકર્ષક આકૃતિ, આ સર્વ વસ્તુઓનું ભેગું મસ્ત સંગીત
કિસનલાલના નિર્બળ હૃદયને વિહ્વળ અને ડોલાયમાન કરવા સમર્થ
થયું, અનસૂયાની સુંદરતામાં ચકડોળે ચઢેલું હૈયું છીદ્રો શોધવાના
યત્નો કરવા લાગ્યું. અનસૂયાનો નાજુક કુમળો બાંધો, ખુલ્લી હવામાં
રહેવાના અભાવને લઇને સુકોમળ ચામડીના શ્વેત રંગમાં જણાતી
નિસ્તેજતા, અનેક સૈકાઓથી હિંદુ અબળામાં વાસ કરી રહેલી
લજ્જાળુતા, ઉંચા પ્રકારના સંસ્કાર અને શિક્ષણને ઢાંકી નાંખતી
અનહદ શરમ, વસ્ત્રાભુષણની ભભક પ્રત્યે ઉદાસીનતા, આ સર્વ

ચંદ્રસમા શાંત સાંદર્યલક્ષણ સુમનની સૂર્યતેજ સમી ભભક સમક્ષ શુષ્ક જણાયાં. ઉન્મત્ત સૌન્દર્યભર્યાં મસ્તજીવનની સાથેની તુલનામાં આ શાંત જીવન અપ્રિય લાગ્યું. અનેક ઉર્મિઓથી ઉછળતા વિશાળ સમુદ્ર આગળ શાંત સરિતાનાં સુમનોહર સલીલ નિરસ લાગ્યાં. ક્ષણભર હલેસાં મારતા હાથ અટક્યા. "સુમન! તમે મારા જીવનમાં વહેલાં કેમ ન આવ્યાં?" કિસનલાલના હૃદયે સહસા ઉદ્દગાર કર્યો. સુમનનું વશ રાખેલ હૈયું આ વિજળી સમા આઘાતથી ખળભળી ઉઠ્યું. નસોમાં લોહી ત્વરિત ગતિથી વહેવા માંડ્યું. સુમનની આંખ્યોમાં પ્રેમના નિરંકુશ પડધા પડ્યા.

"કિસનલાલ! ઓટ બેશી ગયો છે, બોટ પાછી વાળો તો સારૂં." સુમનની જીહ્વાએ બળ કરીને ઉદ્દગાર કાઢ્યા.

"સુમન! ઓટની વાત જવા દો. મારા જીવનમાં જે દિવ્ય પ્રેમે જન્મ લીધો છે, જે અદ્દભૂત ભરતી ચઢી છે તેનું શું મારે ખૂન કરવું?" કિસનલાલ સુમનની સામે તીવ્ર દ્રષ્ટિ કરી બોલ્યો.

"કિસનલાલ, અનસૂયાના પવિત્ર પ્રેમને ભુલવો જોઇતો નથી." સુમન કિનારા ભણી જોઈ બોલી.

"અનસૂયાની સાથે મારાં લગ્ન થયાં નથી. હું સ્વતંત્ર છું."

"તમારૂં હૃદય સ્વતંત્ર નથી. અનસૂયાનાં પ્રેમબંધનમાં બંધાયલું છે." સુમન બોલી. સમુદ્રમાં તોફાન વધ્યું. કિસનલાલના હૃદયમાં પણ તોફાને ઉગ્ર સ્વરુપ લીધું.

"સુમન, તું એક બાજુનો વિચાર શા માટે કરે છે? અનસૂયા મને ભુલી શકશે. હું–તને–ભુ–લી શકીશ નહીં. તું–તારી વાત તો પ્રભુ જાણે" કિસને ઉર્મિઓના આવેશથી દબાતાં કહ્યું.

સુમનથી ઉત્તર આપી ન શકાયો. પ્રેમ પિપાસાથી પીડાતું સુમનનું હૈયું પ્રેમ અને ફરજ વચ્ચેના તુમુલ યુદ્ધની વેદના સહન કરવા લાગ્યું, લાંબા વખતથી કિસનલાલની સાથે ગાઢ પરિચયમાં

આવવાથી તેના પ્રત્યે ઉત્પન્ન થયેલ અદ્યાપિ પર્યંત નિદ્રીત અવસ્થામાં રહેલ પ્રેમ જીવનનો હક્ક માંગવા લાગ્યો. બીજી તરફ અનસૂયાની પ્રત્યેનું પોતાનું બહેન જેવું હેત અને અનસૂયાની વહાલસોઇ સુકોમળ આકૃતિ પોંતાના પ્રત્યેની ફરજનું સુમનને ભાન કરાવવા લાગ્યાં. સુમન વિહ્વળ બની ગઇ. કિસનલાલ વગરનું ભવિષ્યજીવન ગાઢ, ઘેરા અંધકારમય લાગ્યું. પણ વળી અનસૂયાના સ્નેહભર્યાં, સુકોમળ હૈયાંને ઉંડો જખમ કરી પ્રાપ્ત કરેલો પ્રેમ કંટકમય જણાયો.

"સુમન! ખોટી જક શા માટે આદરે છે? તું આપણા ઉભયના જીવનને દુ:ખી કરવાનો શા માટે યત્ન કરે છે?" કિસનલાલ બોલ્યો.

સુમન કાંઈ જવાબ આપે તે પહેલાં એક મોટું મોજું આવ્યું. હોડી વેગભર ઉછળી. કિસનલાલના હાથમાંનાં હલેસાં ઉડીને સમુદ્રના પાણીમાં અદ્રષ્ય થઈ ગયાં. સુમનની આંખ્યો આ જોઇ વિંચાઇ ગઇ. હોડીની બાજુ પકડી રાખેલ હાથ છૂટી ગયા. આચકાથી સુમન ઉછળી. કિસનલાલે મહા પ્રયત્ને તેને પોતાના બળવાન ભુજ યુગલથી પકડી લીધી. કિસનલાલનું શરીર સુમનનાં શરીર સાથે દૃઢ સંબંધમાં આવ્યું. ફરજ પ્રેમને હાથે શિકસ્ત લેશે એમ લાગ્યું. અચાનક એક મોટો તરંગ આવ્યો. હોડી ઉંધી વળી ગઇ, પણ કિસનલાલે સુમનને છોડી નહીં. બંને જણ ડુબકાં ખાવા લાગ્યાં.

"કિસનલાલ! છોડી દો મને, તમે કદાચ તરી શકશો." સુમન ડુબકાં ખાતી બોલી.

"તને છોડી દઉં? હું એકલો જાઉં? તારા વિના મારૂં જીવન મને શા ખપનું છે?" કિસનલાલ બોલ્યો.

એવામાં અચાનક એક માછીમારોનું વહાણ આવી પહોંચ્યું. અને બંનેને મહા મુશ્કેલીએ પાણીમાંથી ખેંચી લીધાં. માછીમારો

સુમનને ઓળખતા હતા, એટલે તેમણે વહાણને તરત કિનારા ભણી લીધું. પાણીમાં મૃત્યુની સાથે યુદ્ધ કરવાથી અર્ધ બેભાનાવસ્થામાં સુમનનાં હૃદયમાં પ્રેમ અને ફરજના યુદ્ધનો પુનઃ આરંભ થયો. માછીમારોનું વહાણ ન આવી પહોંચ્યું હત તો સારૂં, અને કિસનલાલનાં ભુજયુગલમાંજ મૃત્યુ કેમ ન થયું ? એવા વિચારથી સુમનનું હૃદય ચીરાવા લાગ્યું. પરંતુ ઉંચી પ્રતિનું નૈતિક શિક્ષણ આખરે વિપત્તિમાં વિંટળાયલી અબળાને સહાય કરવા આવ્યું. જુદા જુદા તર્કવિતર્ક નૈતિક શિક્ષણના પુણ્ય પ્રકાશમાં લય પામ્યા. હૃદય દ્રઢ બન્યું. ભવિષ્યનું નિરાશાભર્યું જીવન વર્તમાનના દુઃખી પણ નિઃસ્વાર્થ જીવનના પ્રભાભર્યા પ્રકાશમાં નષ્ટ થયું.

વહાણ કિનારા પાસે આવી પહોંચ્યું. કિસનલાલ અને સુમન કિનારા ઉપર ઉતર્યાં, અને ગૃહ ભણી જવા લાગ્યાં. અતિશય શ્રમથી અને હૃદયનાં તોફાનથી નિર્બળ બની ગયલી સુમનમાં ચાલવાની પણ શક્તિ ન હતી; એટલે કિસનલાલ હાથ પકડીને ચલાવતો હતો. પળ વારમાં સુમનના બંગલાનો દરવાજો આવ્યો. અપૂર્વ બળથી ભગ્ન હૃદયે યુવતી બોલી. "કિસનભાઇ ! હું એકલી જઇશ."

કિસનલાલ આ વાકયથી આભો બની ગયો. "પણ—પણ—સુમન ! મારા પ્રશ્નનો ઉત્તર ? મારા જીવનમાં તું—"

"ના—એ સ્થળ તો—અનુબહેનનું જ." બળ કરી હાથ છોડાવ્યો, અને ક્ષણવારમાં સુમન દરવાજામાં અદ્રષ્ય થઇ ગઇ. દરવાજાનાં દ્વાર કચ્ચડડ અવાજ કરતાં દેવાયાં. સૂર્ય અસ્ત થઇ ગયો. વેસોવામાં અંધકાર પ્રસરી રહ્યો.






રાતના અગીઆરેકનો સુમાર હશે. સુરતની એક ગલીમાં એક ઉંચા ઓટલા ઉપર ચાર પાંચ આધેડ ગંગાસ્વરૂપ તેમજ સૌભાગ્યવતી સ્ત્રીઓની સભા મળી હતી. બધીય સ્ત્રીઓ જમાનાની ખાધેલ અને જાજરમાન જણાતી હતી અને કુદરતની કોઈ વિચિત્રતાને લઇને જેમ જેમ તેમનું વય વધતું જતું હતું તેમ તેમ તેમની તંદુરસ્તી પણ વધતી જતી હતી એમ જોનારને જણાતું હતું. સભાના નાયક જેવાં જણાતાં ગંગાસ્વરૂપ હીરાગવરી આસપાસના જગતમાં હીરામાશી તરીકે પ્રખ્યાત હતાં. જ્યાં જ્યાં કુટુંબમાં ક્લેશ, જ્યાં જ્યાં કુટુંબોમાં તોફાન, ત્યાં ત્યાં હીરામાશી પોતાની દક્ષતાથી, પોતાની જીહ્વાથી, કોઇને ઉશ્કેરતાં, કોઇને પગતળે કચરતાં, ઠંડા થતા તોફાનને ઉત્સાહ અર્પી સજીવન કરતાં અગ્રસ્થાનેજ શોભતાં હતાં.

ગં. હીરામાશી: (ગલીમાંની એક બારી તરફ જોઇને) "કેમ? મગન બ્હેન! કૈં બહુ થાક લાગી ગયો છે કે નીચેજ ઉતરતાં નથી?"

મગન મ્હેન: "હા, મ્હેન, અમને તો થાક લાગે. તમારે ઠીક છે કે ઘરમાં વહુ બધું કામ કરે. એટલે પગ પર પગ ચઢાવીને આખો દિવસ બેસી રહેવાનું મળે એટલે થાક શાનો લાગે?"

સભામાં થોડુંક સ્મિત થયું અને એકાદ સ્ત્રી બોલી: "મગન મ્હેને વાત તો સાચી કરી હોં!"

ગં. હીરામાશી: "હા, મ્હેન. હા. વાત તો મગન મ્હેને સાચી કરી! આજ સુધી એ હતા તેમણે મને એટલે બેસાડીને નીરાંતે ખવડાવ્યા કર્યું. એમના ગયા પછી છોકરાએ મારી ચાકરી કરી અને હવે નવાં વહુરાણી આવ્યાં એ મારી ચાકરી કરી રહ્યાં છે અને કરશે. એટલે મગન મ્હેને વાત કરી એ તો સાચીજ કરી છે ને! મારી મોટી બ્હેને ગરીબના ઘરની છોકરી લીધી તેના શા ફ્જેતા થયા તે હું જાણું છું. રાં...ફુવડે મારી મોટી બ્હેનને એક દા'ડો જંપવા દીધી નથી. પીયરમાં ભાળેલું નહીં એટલે મઉડાંની માફક ટંકે પાંચ શેરનો ખાડો પાડે. સાસરે આવી ત્યારે નાગીજ આવેલી એમ કહીએ તો ચાલે. વરસ દા'ડેય પીયરમાંથી એક ચીંથરાંની આશા નહીં. અને વરસના ત્રણસો ને પાંસઠે દિવસ સાંસરામાંજ બેઠી હોય. પીયરીયાંને તો ગઈ તો બલા ગઇ અને એક પેટીયું નભાવવું ઓછું થયું એટલે એ લોકો તો બોલાવેજ શાનાં! અરે, સરઅવસરે તો ઠીક છે. પણ સુવાવડમાંય મોટી બ્હેને મોઢે ચઢીને એ લોકોને કહ્યું ત્યારે છોકરીને લઇ ગયાં. તેય મહીનો થયો કે ધડાક કરીને પાછી તગડી મેલી! આ બધું મેં મારી આંખે જોયેલું એટલે મેં જાણ્યું કે આના કરતાં પૈસાદાર કુટુંબની અને સહેજસાજ ભણેલી છોકરી હોય તો કૈંક ઠીક પણ ત્યાં તો..."

છગન મ્હેન: "પણ ત્યાંતો 'ઘરનાં બળ્યા વન ગયાં તો વનમાં લાગી આગ!' કેમ, ખરૂં ને? હા હા હા હા!"

બીજી બે ત્રણ સ્ત્રીઓ: "હા હા હા! હીરામાશી ભણેલીનો

લાડવો લેવા ગયાં ત્યાં તો લાડવામાંથી ઝેર નીકળી પડ્યું."

મગન બ્હેન: ( બારીમાંથી ગીતાજી વાંચતાં હતાં તેમાંથી ડોકું કાઢીને ) "એ તો માણસને ઠોકર વાગે ત્યારેજ સાન આવે. મેં હીરામાશીને મારી નણંદની વચલી છોકરીને માટે બહુ કહેલું પણ એમને તો પૈસાવાળી અને ભણેલી ગણેલી જોઈતી હતી. એટલે ગરીબ છોકરી ચાલે ! બાકી બીચારી કેવી પગ બાંધીને રહેત તો ખરી."

હીરામાશી: "બાઇ, એ તો રાંડ્યા પછી ડહાપણ બધાંને આવે! બાકી વહુ તે કૈં ખાવાની ચીજ હતી કે ચાખીને લઇએ ? કુટુંબ જોયું, છોકરી જોઈ, એનું ભણતર જોયું અને રૂપ રંગ જોયાં. પછી આવી નીકળી એમાં દોષ કોને દેવા જઇએ ? પહેલાં પહેલાં તો બાઇ, મોંએ હુચા મારી મારીને સહન કરી લીધું અને ગાડું ગબડાવ્યું. પણ હંમેશનું થયું એ પાલવે ? સવારનાં તો વહુ-રાણીને એક અરધો કલાક વહેલાં ઉઠવું પડે તો આખો દિવસ માથું ચઢેલું રહે !"

જતન બ્હેન: "હવે સેજ માથું ચઢે તેમાં શું થઇ ગયું ?"

મગન બ્હેન: ( બારીમાંથી ગીતાજી વાંચતે વાંચતે,) "બ્હેન, મારૂં તો છેલ્લાં પંદર વરસ થયાં માથું દુખે છે. તે અમે કેમ કામ કરતાં હઈશું ? એમ પડયાં રહીએ તો કામ કોણ અમારો બાપ કરે ? એ તો માથે તમારાં જેવાં ભોળાં સાસુ પડેલાં એટલે ચાળા સુઝે !"

હીરામાશી: "હાયરે, મા ! તમે શું બોલ્યાં જતન બ્હેન ? માથું દુખે તેમાં શું થઇ ગયું ? એમ જો માથું દુખ્યા કરે તો એમાંથી તો પાંચસો ને પાંચ મોટા રોગ થઇ જાય એ તમને ખબર છે ? વળી મગજ નબળું પડી જાય તો પછી મોટાં મોટાં થોથાં વંચાય કેમ ? અને આપણને માથું દુખે. ત્યારે આપણે બહુ તો

માથે કકડો બાંધીએ કે સુંઠ ચોપડીએ પણ આ તો માથે બરફ ઘસવું પડે, બામ ચોપડવા પડે અને તોય મટે નહીં તો બીજે દિવસે ડાકટરની સલાહ લેવી પડે !"

છગન બ્હેન: "ત્યારે હવે તમારેય એને વહેલી ઉઠાડવામાં શો ફાયદો હતો ? જરા મોડી ઉઠે તો છો ઉઠતી."

હીરામાશી: "પણ તેમાં મારે ક્યાં ના છે ? છોને એ બે વાગે ઉઠે ! હું તો ઘરનો ઘંસીંડો કરતી આવી છું અને કરીશ. આટઆટલું એ કરે છે પણ છતાંય મારા મોંમાથી મેં એક કડવો હરફ પણ કાઢ્યો છે ? તમે ક્યાં નથી જાણતાં ? પણ દરેક ચીજની પણ કૈં હદ હોયને. હું મુ- સવારનાં પાંચ વાગ્યાથી ઉઠું, ચા પાણીની તૈયારી કરૂં, અધરણ મુકું, વાસીદાં વાળું, અને પછી દાદર આગળ જઇને અરધો કલાક બુમ મારૂં ત્યારે વહુ રાણી રાં- નાચનારીની માફક ઠમક ઠમક કરતી દાદર ઉપરથી પોતાની મેડીએથી ઉતરે ! તોયે આપણે તો બા, એકજ નિયમ રાખેલો: કે શ્રી કે કૃષ્ણ; કૈં બોલવુંજ નહીં. આપણે આ દુનિયામાં કેટલા દિવસ કાઢવા છે ?"

મગન બહેન: (ગીતાજી વાંચતાં બારીમાંથી) 'હોય, હવે બ્હેન, હજી નાદાન છે એટલે વહેલાં નહીં ઉઠાતું હોય, પણ પછી તો આખો દા'ડો કામ કરે છે ને ?"

હીરામાશી: "હારે બ્હેન હા, પછી તો સાસુજી ઢોળીઓ ઢાળીને આખો દિવસ સુઇ જ રહે છે. પછી કૈં મારે કામ કરવાનું હોય ? સવારે જમવાનું થાય ત્યાં સુધી બાઘા જેવી આમથી તેમ ફર્યાં કરે. જરાક કામ કહીએ એટલે એવો છણકો કરે કે આપણને એમ થાય કે હૈયું બાળીએ તેના કરતાં હાથ બાળેલા સારા. જમી રહ્યાં એટલે હાથ તો પીયરજ સુકવવાના હોય ! પછી જોઇએ તો વરસ ભરવાનું હોય કે અથાણાં કરવાનાં હોય કે પાપડ કરવાનાં

હોય કે ગમે તે કરવાનું હોય ને ? અરે, મારી કમુની સુવાવડના દસ દિવસમાં મેં એને પીયેર નહોતી મોકલી તેમાં તો એના ભાઇઓએ આખી ન્યાતમાં મને ફજેત કરી હતી. અને પછી રાતના એક તો પીયરથી થાકીને આવેલાં હોય તેમાં દીવામાં અને લાકડાનાં ધુમાડામાં આંખ બગડે એટલે રસોઇમાં અડકાયજ કેમ ? રાતના બાર વાગ્યા સુધી ચસમાં પહેરીને વાંચી શકાય તેમાં આંખ બગડે નહીં. પણ જો ચુલા પાસે પાંચ મીનીટ પણ બેસવું પડ્યું તો આંખ લાલ થઇ જાય, લાલ!"

જતન બ્હેન: "પણ એટલું તો ખરૂં કે એની તબીયત પહેલેથી જરા નબળી તો ખરી."

હીરામાશી: "અરે શેની ધુળની નબળી! એ પાતળાં શરીરનાં માણસો તો કેની, તમને લાગે નબળાં એટલુંજ. એ તો અમથાં કાંગાં થયાં કરે. અને આપણે શરીરમાં જાડાં પડેલાં એટલે આપણી કોઈ દયા ખાયજ નહીં.

મગન બ્હેન: (બારીએથી ગીતાજી વાંચતે વાંચતે) "જ્યારે હમણાં આમ છે તો એકાદ બે પેટે પડશે ત્યારે શું થશે?"

હીરામાશી: "હાય હાય! ત્યારે તો કોણ જાણે આભ તુટી પડશે! મારે તો ઝેર ખાવુંજ બાકી રહેશે. ધણી હમણાં એની ચાકરીમાંથી પરવારતો નથી તે વળી બાબાગાડી લઇને છોકરાંઓને ફેરવવા પણ જશે. પણ ચાલો બ્હેન, એમ કૈં આ પુરાણ પુરૂં થાય એમ છે? હું તો જાઉં છું."

(જાય છે.)

છગન બ્હેન: "ભગવાન આવી સાસુ કોઇ વહુને નહીં આપજો! નર્યો ડાકણનો અવતાર છે! એ અને એની દીકરી મળીને બીચારી વહુનો જીવ લેવો બાકી રાખે છે."

જતનબ્હેન: "અને પાછી સામી સતી થાય છે! અરે,

બીચારી વહુના હાલ તો જુઓ થઈ ગયા છે! કુંવારી હતી ત્યારે કેવી ગભરૂ જેવી હતી! અને પીયરમાં કેટલા લાડમાં ઉછરી હતી! તેના હવે ચાકરડીના કરતાં બુરા હાલ છે. આવી નાજુક, કાચની પુતળી તે આ કુભારજાને પનારે ક્યાંથી પડી?"

મગન બ્હેનઃ ( ગીતાજી વાંચતે વાંચતે બારીમાંથી ) "અરે બ્હેન! હું તો મારી નણંદની વચલીને આ ઘેર આપવા તૈયાર થયેલી! એ તો એ છોકરીનાં નસીબ મોટાં એટલે બચી ગઈ! બાકી, હાય હાય. અત્યારે એના શા હાલ થયા હોત!" ( ધીમે ધીમે મંડળ વીખરાવા માંડે છે, દુર દુર ડાંડીયાની ડુગડુગીનો અવાજ સંભળાય છે. )





# રંગ ભૂમિ

આપણામાં કેટલાંક વાક્યોને એવું ઉંચું સ્થાન મળી ગયેલું છે કે કૈં કહેવાની વાત નહીં. વપરાતાં વપરાતાં એમનું મહત્વ પણ એટલું બધું વધી ગએલું છે કે જો હવે કોઇપણ માણસ એની સામા કૈં બોલવા જાય તો એ ગધેડા-માંજ ખપે. વળી આ બાબત આપણા દેશનીજ છે એમ પણ નથી. એ તો સારી દુનીઆમાં એમજ ચાલે છે. કેટલાંક વાક્યો વપરાશમાં આવીને કહેવત જેવાં પણ બની ગએલાં છે. આમાંનું એક વાક્ય અહીં કહું: ચાર પાંચ દસ માણસો ભેગાં મળ્યાં હોય—પછી ગમે ત્યાં ભેગાં મળ્યાં હોય—ઘરના પાછલા ઓટલા ઉપર હોય કે પછી વહેવાઇને માંડવે હોય, કે પછી ટ્રેનમાં થર્ડ ક્લાસના ડબ્બામાં હોય કે પછી કોઇ મરણ પામ્યું હોય તે વખતે સ્મશાન-માંજ હોય—તે વખતે વાત નીકળતાં આખરે તો એમાંનો એક માણસ બોલવાનોજ કે "ભાઈ! દુનીઆમાં કશું નથી. એ તો માત્ર રંગભૂમિ છે! નાટક ભજવીને આપણે ચાલ્યા જવાનું છે."

બસ આટલું જ્યાં બોલાય ત્યાં બીજા બધા ચુપ! જાણે કેમ કોઈ મહાત્માએ સનાતન સત્યનો ગેબી પડઘો પાડયો હોય ને! બાકી [illegible] સામા ન દલીલ થાય કે ન તકરાર થાય. આ વાક્ય જતન[illegible] સાથમાંજ બધાએ ગંભીર થઇ જવું જોઇએ અને જાણે

કોઇ મોટા જલપ્રલયના સમયમાંથી પસાર થતા હોઇએ તેવી ઊંડી ગમગીની આપણા મુખ ઉપર છવાઈ જતી જોઇએજ.

શું ઇંગ્લાંડ કે અમેરીકા, શું ચીન કે જાપાન, શું યુરોપ કે આફ્રીકા કે એશીઆ, જ્યાં પણ આ વાક્ય બોલાય છે ત્યાં કોઈ પણ માણસ એની સત્યાસત્યતા તપાસવાની હીંમતજ નથી કરી શકતો. આ વસ્તુસ્થિતિ કેટલી બધી શોચનીય છે! રંગભૂમિ અને આપણું મનુષ્યજીવન એ વચ્ચે સામ્ય જરા પણ નથી, અને હશે તો પણ બહુ થોડુંજ અને તે પણ ઉપર ટપકેતું.

આ પ્રમાણે બીજાં ઘણાં વાક્યો તેમજ કહેવતો વ્યવહારમાં છુટથી વપરાય છે છતાં તેની યોગ્યાયોગ્યતા વીશે કોઇ સવાલજ ઉઠાવતું નથી. એક અસત્ય હજાર માણસ વાપરે એટલે સત્ય તરીકે ઠસી જાય છે તેજ પ્રમાણે આ બધાં વાક્યોનું સમજવું. દાખલા તરીકે "નવી નારંગી નવ દહાડા." આ કહેવત સ્ત્રીઓમાં ઘણીજ માનીતી છે અને નવી વહુઓને માટે છુટથી વપરાય છે. પણ જો આપણે શાંત ચિત્તે એને તપાસીએ તો જણાશે કે નવી નારંગી બજારમાંથી લઇ આવીએ ત્યારેજ એ કેટલા દિવસની વાશી હશે તે આપણાથી જણાતું નથી. વળી એ નારંગી ઘરમાં આવ્યા પછી નવ કલાક સલામત રહેવી મુસ્કેલ થઇ પડે છે તો નવ દિવસ તો રહેજ શાની? અને જો એ પ્રમાણે રાખી મુકીએ તો ત્રણ કે ચાર દિવસમાંજ એવી ગંધાઇ ઉઠે કે આપણે ઘરમાં પણ નહીં રહી શકીએ. તે ઉપરાંત "નવી નારંગી નવ દહાડા" કહેવામાં આપણે નારંગીને વખોડવા માંગીએ છીએ કે તે ખાનારને બનાવવા માગીએ છીએ એ બાબતની પણ મને તો બરાબર સમજણ પડતી નથી. તેવીજ રીતે 'ચાર દિવસનું ચાંદરણું અને ઘોર અંધારી રાત' ની કહેવત લ્યો. એક મહીનામાં ચારજ દિવસ ચાંદરણું હોય છે અને છવીસ દિવસ અંધારું હોય છે એમ બનતુંજ નથી. છતાં

આપણે એમ ધારીએ કે એ પ્રમાણે બને છે તો પણ દરેક મહીને એ પ્રમાણે ચાર દિવસ ચાંદરણું આવવાનું જ. પણ વ્યવહારમાં એ કહેવત વાપરનાર લોકોને એ ચાંદરણું પાછું આવવાનું છે એવો ખ્યાલ હોતોજ નથી. આ પ્રમાણે તો ઘણી કહેવતો અને ઘણાં પ્રચલિત વાક્યો આપણે ખોટાં ઠેરવી શકીએ પણ અત્યારે તો આપણે "મનુષ્યજીવન અને રંગભૂમિ ઉપરનું નટ–નટીઓનું જીવન" એ બે સરખાં છે કે નહીં એજ પ્રશ્ન સંબંધે વિચાર કરવાના છીએ એટલે બીજું બધું નકામું.

આરંભથીજ શરૂ કરીએ: નાટકમાં એક પક્ષ નાટક કરનાર અને બીજો પક્ષ પૈસા ખરચીને કે મફતીયા પાસ લઇ આવીને તે નાટક જોનાર; અને અંકોના વીસામા આવે ત્યારે ખારી શીંગ, ખારાં પસ્તાં, શેવ ગાંઠીયા મમરા વગેરે ચીજોના ખાનાર, ચહા, કોફી તેમજ સોડા લેમન અને બીડીઓના પીનાર એમ બે પક્ષ હોય છે. દુનીઆ એજ રંગભૂમિ ગણીએ તો એમાં રહેલ બધાંજ મનુષ્યો તે નટ–નટીઓ એટલે કે ખેલ ભજવનાર. એટલે જોનાર જુદાં તો હોતાંજ નથી. કદાચ દેવદેવીઓને જોનારમાં ગણીએ તો પણ વાંધો આવે એમ છે, કારણ કે નાટકોમાં ખેલાડીઓ ઓડી-અન્સને જોઇ શકે છે જ્યારે આપણે દેવદેવીઓને જોઇ શકતા નથી. તે ઉપરાંત એ દેવદેવીઓ શીંગ, પસ્તાં કે ગાંઠીયાં ભજીયાં ખાતાં હોય એ પણ માન્યામાં આવતું નથી. હશે. આપણે આગળ ચાલીએ:

નાટકની શરૂઆત ત્રણ ઘંટડીઓથી થાય છે. આપણા જીવનની શરુઆતમાં કે દુનીયામાંની માનવજાતિના જીવનના આરંભમાં આ પ્રમાણે ઘંટડીઓ વગાડવામાં આવી હતી એવું કોઇ પુરવાર કરી શકે એમ છે? ત્રીજી ઘંટડી વાગતાંની સાથેજ એક બંદુકનો ધડાકો થાય છે અને પડદો ઉંચકાય છે. જીવનમાં આવું સાંભળ્યું છે? હા,

ઘણીએવાર ખુનામરકીને પ્રસંગે બંદુકો ફુટે છે પણ તેમાં અને રંગભૂમિ ઉપર ફુટતી બંદુકોમાં કેટલું સામ્ય છે? સૂત્રધાર તરીકે કેટલાક માણસો પ્રભુને ટોકી બેસાડે છે પણ તે માત્ર મનને સમજાવવાનીજ વાતો છે. પ્રભુ સાકાર છે કે નિરાકાર એ ઉંડા પ્રશ્નને બાજુએ મુકીએ તોપણ એટલું તો ચોક્કસજ કે સૂત્રધાર જે વેષ ધારણ કરીને સ્ટેજ ઉપર આવે છે તેવા વેષમાં આપણે પ્રભુને કોઇપણ દિવસ કલ્પી શકીએજ નહીં. સૂત્રધારને સ્ટેજ ઉપર ઓછામાં ઓછું મહત્વ અપાય છે. એ ચાલ્યો જાય પછીજ થીએટરમાં દાખલ થઇ પોતાની રીઝર્વ સીટ ઉપર બેસવામાં પૈસાદાર માણસો એક જાતની મોટાઇ માને છે. આવાં પાત્રને પ્રભુ સાથે સરખાવવું એમાં કૈં અર્થજ નથી. તે સીવાય, સૂત્રધારનો તાર વિનાનો તંબુરો, બહુજ કદરૂપી નટી, બાલાઓ અને કલ્યાણ રાગમાં ગવાતી ચીજોને આપણા જીવનમાં કેવી રીતે ગોઠવી શકાય તેનો કોઇએ વિચાર સરખો પણ કર્યો જણાતો નથી.

રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકોમાંના આપણે મુખ્ય પાત્રોનો વિચાર કરીએ: દરેક નાટકમાં રાજા તો હોયજ. હમણાં હમણાં કેટલાક દોઢચતુરો એનો બહિષ્કાર કરવામાં અને માત્ર સાંસારિક નાટકો લખવામાં મોજ માની બેઠા છે. પણ જો મારો મત પુછાવો તો રાજા વિનાના નાટકો લુખ્ખાંજ છે. પરંતુ નાટકો કેવાં હોવાં જોઇએ એ વિષયને આની સાથે સંબંધ નથી એટલે એ વળી કોઇ અન્ય પ્રસંગે. સ્ટેજ ઉપરના રાજાઓ ગમે તે સ્થિતિમાં હોય છતાં ખરા જીવનમાંના રાજાઓ કરતાં હજાર દરજ્જે સુખી હોય છે. અલબત્ત, કેટલીકવાર એને મરી જવું પડે છે, વનવન ભટકવું પડે છે, રામપાત્ર લઇને, બહુજ દુઃખી અવાજે ગીતો લલકારતાં ભીખ પણ માગવી પડે છે. છતાં પણ એ સુખી છે. કચેરીમાં એને કેસો ચુકવવાના નહીં, ફલાણું મકાન ઉઘાડું મુકવાની ક્રિયા કે

ફલાણે ઠેકાણે પાયો ખોદવાનું કામ એને કરવું પડતું નથી. કચેરીમાં તો માત્ર તેણે નાચો જોયા કરવાના અને સંગીત સાંભળવાનું. ખરા જીવનમાં કયસર જેવાનો દાખલો લ્યો. એ લડાઇના મેદાનોમાં ઘુમ્યો, કૈં કૈં રાજ્યદ્વારી વાદવિવાદ ઉભા કરાવ્યા અને શમાવ્યા પણ આખરે એક નજરકેદીની માફક દુર્ગમાં પડેલો છે. પણ નાટકના રાજા તો બીજે દિવસે પાછા એજ કચેરીમાં રાજા તરીકે બેસીને નાચમુજરા જુએ છે. વળી પાછા ભીખ માગવા નીકળી પડે છે પણ પાછા વળતે દિવસે સિંહાસન ઉપર બેસવાનાજ. કયસરને એવા અનુભવનાં તો સપનાંજ જોવાનાંને! ખરી લડાઇઓ કેવી ભયંકર, કેવી ખુનખાર! લડનારાઓને કેટકેટલું દુઃખ! યુવાન, જીવનને આંગણે ઉભેલા પુરુષો લાખોની સંખ્યામાં દુનીઆ ત્યાગી જાય અથવા સદાના અપંગ રહીને દુનીઆના દુઃખોથી કચડાતા આમથી તેમ રઝળતા રહે. રંગભૂમિ ઉપરની લડાઈ એટલે એક જાતનું ફારસ! ઢોલો વાગતાં જાય, ઘાસલેટના ડબા ટીપાતા જાય, ખોટી બંદુકોના ભડાકા થાય અને બુટ્ટી, પતરાંની તરવારોથી અટાપટા રમતાં રમતાં એક બાજુએ ધીમે રહીને કુદી પડવાનું. પડદો પડે એટલે ઉઠીને પાછા દોડવાનું! લોહીની ભયંકર નદીઓ વહેતી હોય, માણસોનાં શબો આમથી તેમ ઉછળતાં હોય, દુઃખની અસહ્ય ચીસો ચારે તરફથી સંભળાતી હોય; અનેક જાતની બંદુકો, કાળસમી મશીનગનો અને દાવાનળ પ્રગટાવતી મોટી તોપોના ભડાકા, બંબ ગોળાઓના મોત વરસાવતા વરસાદ અને ઝેરી ગેસના ભૂતના ઓળા જેવાં વાંદળાંઓની વચમાં ઝખમી લડવૈયો 'પાણી, પાણી' પોકારતો, બબ્બે ત્રણ ત્રણ દિવસથી પડી રહ્યો હોય તેની સાથે રંગભૂમિ ઉપરનો પેટ પકડીને હસાવનાર સીપાહી બચ્ચો કેવી રીતે સરખાવી શકાય તેની મને સમજણ પડતી નથી.

આ ઉપરાંત પણ સ્ટેજ ઉપર બીજાં અનેક સુખ છે. ત્યાં

દુઃખ છેજ નહીં એમ કહીએ તોપણ ચાલે. સ્ટેજ ઉપર સ્ત્રીઓને પુરૂષોના જેટલાજ હક હોય છે એ વાત હજી હક માંગનાર બળવાખોર સ્ત્રી ગ્રેજ્યુએટોના જાણવામાં આવીજ નથી એમ મને લાગે છે; કારણકે નહીં તો એ લોકો ઠેરઠેર ભાષણમાં એમજ કહેતી ફરે કે સ્ટેજ ઉપર પણ અમને સરખા હક છે તો આ જીવન–વ્યવહારમાં કેમ નહીં? ત્યાં સ્ત્રીઓને રાંધવાનું તો હોતુંજ નથી. ગરીબમાં ગરીબ સ્ત્રીઓને પણ શરીરે ચોળવાને પુષ્કળ પાઉડર મળે છે. અને એ લોકો એનો ઉપયોગ પણ બહોળા પ્રમાણમાં કરે છે; છતાં નથી એમના ધણીઓ એની સામા વાંધો ઉઠાવતા કે નથી પાડ-પડોશીઓ એમની ટીકા કરતાં! આપણાં જીવનમાં ગમે તેવા સારા કુટુંબમાં પણ નવી વહુએ એ પ્રમાણે પાઉડર લગાડયો હોય અને ગાલે લાલી લગાવી હોય તો શું થાય? એક વખત એમ માનીએ કે વહુઘેલા પતિએ એ બાબતમાં આંખ આડા કાન કર્યા પણ સાસુજી, જેઠાણીઓ, નણંદો અને આ ત્રણ પક્ષની મદદે ચઢનાર પાઉડર વિનાની પડોશણોની જીભ ભયંકર રીતે છુટે. "રા–નાચણ થઇ ગઇ છે! પાઉડરને બદલે પીયરમાં ચોખાનો લોટ પણ મળતો હતો કે! વાસણ ઘસી ઘસીને અને પાણી ભરી ભરીને શરીરે આંટણ પડી ગયાં હતાં તે વાત ભુલી ગઈ તે હવે મોંએ પાઉડર લગાવવાના જોઇએ. શાહી ચોપડ શાહી! અને પેલોએ માવડીમુખો પાછો બજાર જઇને ડબા આણી આપે છે. વાંદરીને પાઉડર ચોપડાવે છે તો બધાને ઘેર લઈ જઇને નચાવને!"

વળી રંગભૂમિ ઉપર સ્ત્રીઓની ચાલ કેવી લટકાળી, ઠમકાળી અને લચક લચક થતી! ચાકરડી પણ એમ ચાલે, સાઠ વરસની ડોશી પણ એમ ચાલે અને નવ વરસની બાલિકા પણ એજ ચાલે ચાલતી આવે. દરેકને સંગીત આવડે અને તેપણ તબલાં અને હારમોનીયમ સાથે!

આપણાં જીવનમાં સારાં અને નઠારાં કામો, નીતિ અને અનીતિ, નીમકહલાલી અને નીમકહરામી, દયા અને ક્રૂરતા વગેરેનો શો બદલો મળે છે? ધર્મીને ઘેર ધાડ અને અધર્મીને ઘેર ઉનાં પાણી એ જાતની કહેવત હસ્તી ધરાવે છે એજ સાબીત કરી આપે છે કે આ દુનીઆમાં હમેશાંજ નઠારાં માણસો દુ:ખી અને સારાં માણસો સુખી હોતાં નથી. કૉપી કરી કરીને કેટલા છોકરાઓ પરીક્ષામાં પાસ થઈ જાય છે અને નામાંકિત વકીલ દાક્તરો તરીકે હજારો રૂપીઆ કમાય છે. જ્યારે પ્રમાણિક માણસો પોણો સો સો રૂપરડી કમાઇને પોતાની જીંદગીનું ગાડું ગબડાવ્યે જાય છે પણ સ્ટેજ ઉપર તો એ બાબતનો હીસાબ ઘણોજ ચોખ્ખો. એક માણસ આરંભમાં ગમે તેવો ચમન ઉડાવતો હોય પણ જો તે ખરાબ હોય તો આપણે ખાત્રી રાખવી કે નાટક પુરૂં થતાં પહેલાં આપણે તેજ માણસને અમીરમાંથી ફકીર થતાં અને પોતાના પાપની સજા ભોગવતાં જોઇશુંજ. જે માણસને આપણે પુર દમામમાં સંગીતના જલસાના આનંદનો ઉપભોગ કરતાં જોયો હોય તેજ માણસને છેવટે ફાટાંતુટાં કપડાં પહેરેલો અને બહુજ દુ:ખી અવાજે હારમોની-યમના સુર અને તબલાંની થાપો સાથે ગીતો લલકારતો જોવાનાજ.

આ સીવાય નાટકોમાં પાંચ વરસની અંદરના નાના છોકરાંઓને તમે જોવાનાજ નહીં. જુઓ તોપણ કવચિતજ. આપણાં જીવનમાં ચોવીસે કલાક જે તોફાન, જે કોલાહલ બાલકો કરી રહે છે, તે બધામાંથી રંગભૂમિ ઉપર કૈંજ નહીં! આખો દિવસ સુઇને રાતે બાર વાગે ઉઠીને રમવાની ઇચ્છા કરનારા બાલકોને રંગભૂમિ ઉપર સ્થાનજ નથી. જ્યાં બાલકોજ નહીં ત્યાં એમની જીદ, એમને થતાં અનેક રોગો અને પરિણામે માથે આવી પડતી અનેક ઉપાધિઓ એ બધું હોયજ ક્યાંથી? હા, કેટલીક વાર નાનાં નાનાં છ સાત વર્ષનાં બાલકો રંગભૂમિ ઉપર દેખાવ દે છે પણ તે માત્ર કોઇની

તરવારના ભોગ થઈ પડવા અને એ બહાને પ્રેક્ષકોની દુઃખની લાગણી તીવ્ર કરવાને માટેજ. પાંચ દસ મીનીટ, અલપ ઝલપ આવી જાય અને પછી અદ્રશ્ય! આ જાતની વસ્તુ સ્થિતિમાં આપણા જીવનને અને રંગભૂમિના જીવનને સામ્યજ ક્યાં દેખાયું ?

ક્યાં એ રંગભૂમિની આનંદભરી, હાસ્યરસથી છલકાતી અને સંગીતથી ભરપુર જીંદગી અને ક્યાં આપણું મનુષ્ય જાતનું અનેક દુઃખોથી ઘેરાયલું જીવન! રંગભૂમિના થોડાંક મોટાં મોટાં સુખનું અલ્પ વર્ણન મેં અહીં કરેલું છે. પણ તે સીવાય તો ત્યાં બીજાં ઘણાં સુખ છે. દુઃખ તો ઘણાંજ થોડાં છે. અને આપણા જીવનમાં હાલતાં ચાલતાં દુઃખ, સુખના સાધનો પણ દુઃખનાં શસ્ત્રો થઇ પડે. નીતિ–અનીતિનાં ધોરણ નહીં. પાપ–પુન્યના હીસાબ નહીં. જન્મ–મરણના નિયમ નહીં. તો પછી આપણા જીવનને જ્યારે અને ત્યારે રંગભૂમિના જીવન સાથે સરખાવવું એમાં ફાયદો શો?

અલબત્ત, કેટલાકો એમ કહેશે કે રંગભૂમિની અને આપણી દુનીઆની ક્ષણભંગૂરતા સરખી છે એટલા માટે એનો દાખલો અપાય છે. મારે મન તો એ દલીલ પણ લુલી છે. આપણામાંથી કેટલાક માણસો સાઠ સાઠ અને સીતેર સીતેર વર્ષ સુધી દુનીઆમાં ધપા ખાધા કરે છે અને દરેક માણસ છેક બાલ્યાવસ્થામાંથી મોટો થાય છે ત્યારે રંગભૂમિમાં તો ચાર કલાકની રમત અને તેમાં નાનેથી મોટા થવાનુંજ નહીં. નાનપણમાં ભોગવવાં પડતાં પરતંત્રતા અને ઇસ્કુલે જવાનાં દુઃખો મળેજ નહીં. એટલે ક્ષણભંગૂરતા પણ ક્યાં સરખી છે?

બાકી તો માણસ જાતમાં આડાઇનો ગુણ કહો કે દુર્ગુણ કહો એટલો બધો છે કે મારી દલીલો લાખ માણસમાંથી એકને ગળે પણ ઉતરશે કે કેમ એ કહી શકાતું નથી. અને એવો એક માણસ હશે તે પણ શાંત ચિત્તે મારી વિદ્વતાભરી દલીલો પોતાની મૌલિક

દલીલોજ છે એમ બતાવીને જાહેરમાં મુકશે અને એ રીતે મારી કીર્તિ પાછળ પાડશે એટલે મેં આટઆટલી મહેનત કરી આવો મહત્વનો લેખ લખ્યો એમાં મને ફાયદો તો કોઇ જાતનો થવાનો સંભવ નથી. સંતોષ માત્ર એટલો કે મનુષ્ય જાતને સુધારવી અથવા સુધારવા યત્ન કરવો એ હું મારી ફરજ સમજુ છું એથી મેં મારી ફરજ આ રીતે અદા કરી છે. ફુલ નહીં તો ફુલની પાંખડી, આપણાથી બને તેટલું કરી છુટીએ. કાલ ઉઠીને કોણ જીવ્યું અને કોણ મરી ગયું! આપણી દુનીઆ તો—

× × ×

દેખાદેખીની ટેવ એવી બુરી છે! બીજાઓને શીખામણ આપવા નીકળેલ હું હમણાં એમજ લખી નાખવાનો હતો કે "આપણી દુનીઆ તો રંગભૂમિ જેવી છે!"

હું પોતે મારી જાતનેજ સુધારી શકતો નથી તો બીજાને સુધારવાની આશાજ શી?





**સૌ.** સુહાસ પોતાના ખંડમાં બેઠી છે. મધ્યાહનનો સ-મય છે. જરા દૂરનાં સગાં મુંબાઈથી તેને ઘેર પરામાં તેના મકાનમાં મળવા આવે છે.

સૌ. સુહાસ: “ઓહોહો! આવો, આવો! તમે તો હમણાં હમણાં બહુ મોંઘાં થઈ ગયાં છોને શું? જણાતાં જ નથી. મારામાં તો એવી મોટાઇ જ નહીં કે ફલાણાં મારે ત્યાં આવે તો જ હું એમને ત્યાં જઉં. આટલી વાર એ લોકો આવે તો મારે આટલી જ વાર એમને ત્યાં જવું—જ્યાં મનની મીઠાશ છે ત્યાં વળી વારા શા ગણવાના? હા, એ ખરૂં કે હું તમારે ત્યાં છેલ્લાં વરસેક થયાં આવીજ નથી અને તમે ત્રણેકવાર આવી ગયાં હશો. પણ—પણ મારાથી તો નીકળાય છે જ ક્યાં? બે ઓરડીમાં ધણી ધણીયાણી ને છોકરાં રહેતાં હોઇએ અને છુટક ચાકર હોય તો ગમે ત્યાં ફરતાં ફરાય. આ તો મોટું ઘર. નોકર, રસોઇયો, ચાકરડી બધાં હોય એટલે એ બધાં ઉપર દેખરેખ રાખવાની, સરસામાન ખૂટયો હોય તે મંગાવવો, મહેમાનો વગેરે આવ્યાં હોય એમની તરત્રેવડ પણ મારેજ સાચવવાની હોયને! અમારાં સાસુજી તો સુરતમાં પડ્યાં,

પડ્યાં અમનચમન કર્યાં કરવાનાં અને મહીને દિવસે રૂપીયા મંગાવ્યા કરી કરીને નણંદોનાં ઘરો ભર્યાં કરવાનાં. હા—હું જાણું છું કે લોકો તો વાત કરે છે કે હું એ સાસુજીને રાખતી નથી. પણ લોકોને તો શું છે? એમનાથી કોઈનું સારૂં ખમાય છે કોઇ દિવસે? અને તેમાં પાછાં સાસુજી અને તેમની દીકરીઓ ફાવે એવાં ગુલતાન સુરતમાં બેઠાં બેઠાં ઉડાવ્યા કરતાં હશે ત્યાં એમને આવી કુથલી સિવાય બીજું કામ પણ શું હોય? એમને થોડું મંડળોમાં જવાનું કે સભાઓમાં હાજરી આપવાની કે બીજી ત્રીજી ઉપાધિઓ માથે હોય છે? દીકરો રળે છે ને પૈસા મોકલાવે છે એટલે મફતનું ખાવું અને મસીદે સુવું! તમે કરડાકીમાં મોં મરડો છો પણ એવી નિંદાથી હું તો ગભરાઇ જ નથી. સુધારાવાળાઓને એવી નિંદા તો નસીબમાં હોયજ છે ને! એ ધરમનાં ઢીંગલાં સાસુજીને હું અહિં રાખું પણ ક્યાં? એમને દહાડામાં ત્રણ ચાર વાર દેવ દેવલાં કરવાનાં હોય અને ઘરમાં સાફસુફ કે એટીકેટ જેવું તો એમના મગજમાં આ જનમારામાં ઉતરેજ શાનું? ચાકર માણસો સાથે કેમ વર્તવું એની પણ એમને થોડી ખબર છે? ગરીબાઇમાં આખી જીંદગી ગયેલી. એ તો ઠીક છે કે છોકરો ભણ્યો ગણ્યો અને મારે સારે પગલે સારૂં કમાતો થયો એટલે આ બધી બકરકુદી સૂઝે. સુરતમાં બધું કામ થાય પણ અહિં આવે કે હાડકાં ગંઠાઈ જ જાય. 'રામા, ફલાણું લાવ, ઢીંકણું લાવ'ની બૂમો કોઇ બેઠયું ઉઠયું હોય તેની પણ દરકાર કર્યા વિના ચાલ્યાજ કરે. પાન સોપારી વિના તો પાંસઠ પૂરાં થયાં પણ ઘડી ચાલે નહીં અને વળી એમને એક-લાંને રાખ્યાથી પાર ઉતરે એમ છે? એ અહિં ઝંસાયાં એટલે એમની ત્રણ દીકરીઓમાંથી એક એમનાં પોણો ડઝન છોકરાંઓ સાથે અહિં અમારા જીવ ઉપર પડવાનાં જ અને છોકરાંઓ પણ બધાંજ બેહૂદ અને જંગલી જેવાં.

"કેમ ? રામા ? ભાનુભાઇને શું થયું ? કેમ રડે છે ? શું ? તને એવડા નાના છોકરાએ ખરાબ ગાળ દીધી ? તું શું બોલે છે ? અને ધારો કે કૈં બોલ્યો હોય તો એ બધું શીખવનાર તમેના તમે કેની ! નોકરી કરવી હોય તો કરો અને નહીં તો ચાલતી પકડો. હં, હું શું કહેતી હતી ? હા—સારી સોસાવટીમાં ફરેલાંજ નહીં એટલે એ નણંદોનાં છોકરાંઓને રીતભાતજ આવડે નહીં અને એ કૈં અમારે ત્યાં ચાલે ! આ જુઓને તમારાં છોકરાંઓ—ચાલીમાં રહેલાં એટલે સળવળ સળવળ કરવાની ટેવજ પડી ગયેલી. કોચ—ખુરસી ઉપર પણ ગંદા પગ રાખીને બેસે પછી ફરનીચર સારાં રહેજ કેમ ? ખાવા—પીવામાંયે મોટા ઘરમાં ઉછરેલાં છોકરાંઓની વાત જ જુદી. ખડધરાંની પેઠે ખાવું, ખાતી વખતે નીચતા કર્યા કરવી એ બધાં લક્ષણ અમારે ત્યાં કૈં ચાલે ?

"કેમ ? ભટ, વળી પૂર્ણિમાને શું થયું ? એ કેમ રડી ? તમે બોલો છો કે બકો છો ? પૂર્ણિમા ભંડારીયું ઉઘાડીને મુરબ્બો ખાઇ ગઇ અને એણે બરણી પણ ફોડી નાંખી ? એને શું ખાવાનું મળતું નથી કે એ એમ ચોરીને ખાય ! હા, કદાચ કૈં બીજી ચીજ લેવા ગઇ હશે અને તેમાં બરણી ફુટી ગઇ હશે અને છતાં તમે એને તતડાવનાર કોણ ? એણે ભંડારીયું ઉઘાડયું તે વખતે તમે કયાં ગયા હતા ? અરે એમને હવે નોકરી છોડવી જ લાગે છે. એના આ બધા ચાળા છે. કોણ જાણે શું છે કે માણસોને સારૂં ઘર મળે છે ત્યાં જંપીને રહેવાતું જ નથી. અમારે ત્યાં બીજાના કરતાં ડબલ પગાર અને જરા ટકટક નહીં. એ પોતે તો ઘરની બાબતમાં બોલેજ નહીં અને મારો સ્વભાવ તો તમે જાણો છો. મરતાંને મર ન કહું. પછી તો ભાઇ, કોઇ દિવસ બોલવુંય પડે. અમારેય ઘર ચલાવવાં છેને ? એ બાબતમાં તો તમારાં જેવાં સુખી છે. આ મહીને દિવસે બે પાંચ રૂપરડી આપી દીધી કે છૂટક નોકરડી ખૂશ

ખૂશ થઇ જાય. અમારી માફક એ પાંચ નોકરોને જાળવવા પડે તો ખબર પડે.

"અને તમે શું આ વાયલ પહેર્યું છે કે શું ? છોકરાંઓને પણ પરદેશી જ કપડાં જણાય છે. હજી તમને પરદેશીનો મોહ જતો નથી જણાતો. અમે તો ઓગણીસેંની સાલમાં પંજાબના ભાગલા પડયા ત્યારથી એક ચીજ પરદેશી વાપરતાં નથી. અમારાં છોકરાંએ અડકે નહીંને. થોડા દિવસ પહેલાં સર જહાંગીરજીને ત્ય લગન હતાં અને અમારે જવું હતું તે થોડું રેશમી પરદેશી કાપડ લીધેલું પણ એક છોકરૂં એને અડકયું નહીં. આ મેં જે લુગડું પહેર્યું છે તે સ્વદેશી તો નથી પણ—પણ એ તો એમ છે કે છેલ પાંચ દસ વરસ થયાં મારી તબીયત બગડી છે ત્યારથી મારાથી જાડાં લુગડાં પહેરાતાં જ નથી અને દાકતરો પણ પહેરવાની ના જ પાડે છે એટલે પહેરવાં પડે છે અને વળી એમ પણ ખરૂંને કે એમની પોઝીશન મોટી રહી અને મોટે મોટે ઠેકાણે જવું પડે એટલે અમારે છેક દુબળાં જેવાં નહીં ફરાય; પણ—પણ તમારાં જેવાં હજી પરદેશીનો મોહ છોડતાં નથી એ તો જુલમ કહેવાય જાડાં લુગડાં પહેર્યાથી કૈં ચામડી છોલાઈ જાય છે ? ઘણાં બૈર એમ ધારે છે કે દેશી લુગડાં પહેરવાથી પોતે અને પોતાના છોકરાં ઓની ખુબસુરતી ઘટી જાય છે ! હાહાહા ! પાછાં એ બધાં કામદે વનાં અવતાર કેની ! આપણી ન્યાતમાંય શું છે ! બધાં મારાં છોકર છોકરીઓની નકલ કરે. પણ એથી શું એ બધાં મારાં છોકર જેવાં જણાય ખરાં કે ? અને તમે તો જાણે છો જ ને કે અમે મુસાફરીએ નીકળીએ છીએ ત્યારે ઘણા લોકો મારાં છોકરાંઓને પારસીનાં છોકરાં ધારે છે.

" તમે શું પીકેટીંગ પણ કરવા જતાં નથી ? અરે, વા... જ્યારે અમારા જેવા ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલ

પૈસાદાર માણસો પણ દેશને માટે અમારાથી બનતું કરીને જાન પટકી નાંખીએ છીએ ત્યારે તમારા જેવાથી પીકેટીંગ પણ થતું નથી ? તમારે અડચણ શી છે ? છોકરાં તો પીયરમાં ઉછરે. તમે જો જેલમાં જાઓ તો ધણી લૉજમાં ખાય. પછી તમારે બીજી પંચાતી શી છે ? ઉલટું પાંચ પૈસાનો બચાવ પણ થાય. શું ? લૉજમાં ખાવાથી ધણીની તબીયત બગડે ! હાય હાય ! આખી જીંદગી લૉજમાં ખાવામાં ગઈ અને હવે તબીયત બગડે ? અને વળી લૉજના ખોરાક કરતાં તમારા ઘરનો ખોરાક કયો સારો હોય છે ? આટલી જંજાળ છતાં હું પણ પીકેટીંગમાં અને સરઘસોમાં જતી હતી. સત્તર રૂપિયે વારની ખાદીની બે તો કેશરિયા સાડી કરાવી છે. પછી પકડાપકડી થવા માંડી એટલે મેં જવાનું માંડી વાળ્યું. અને અમારાં જેવાંનાં છોકરાં પણ બીજે પોષાય નહીં. વળી પાછી મારી તબીયત એવી છે કે મને 'અ' વર્ગ મળે નહીં તો બગડી જાય, છતાં સભાઓમાં તો જાઉં છું, મારો આવી નાજુક તબીયતવાળો છોકરો કૉલેજમાં જાય છે છતાં કોંગ્રેસનું કામકાજ તો કરે જ છે. સુખે ઘેર જમતો પણ નથી. દેશસેવિકાઓની છબીઓ પડાવી આવે છે, જુદાં જુદાં ફંડોને માટે જલસાઓ ગોઠવે છે, બૈરાંઓ પકડાય તે વખતે એમને લૉક-અપમાં જોઇતી ચીજો પૂરી પાડવા મધરાતે પણ તૈયાર થઇ જાય છે. જુઓને અત્યાર સુધીમાં કૈં નહીં તો દસ-અગીઆર છાપાંમાં તો એની છબી પણ આવી ગઇ છે. અરે ! મારી પણ પાંચ સાત છાપાંમાં તો છબી આવી ! પણ અમારે તો મોટાઇ ગમે જ નહીં એટલે ઘણાખરાને તો અમે નાજ કહી દઇએ છીએ. તમારા છોકરાએ કૉલેજ છોડી દીધી છે એમ સાંભળ્યું છે પણ એ તો રખડતો હશે ! નેતા તરીકે કામ કરવાની તાકાત પણ કૈં બધામાં હોય છે ? અમારાં જેવાનાં છોકરાંઓને તો ભણ્યા વગર ચાલેજ નહીંને.

એથીજ મારી મોટી છોકરી પણ ખાસ ભાગ લેતી નથી. પણ તમારા જેવાં એમાં ભાગ નહીં લે તો પછી એકલો ગાંધી કરે જ શું ?

"બસ, અત્યારમાં જાઓ છો ? આવ્યાં શું ને વળી જાઓ છો શું ? છોકરાંઓ ભૂખ્યાં થયાં છે ? તમે લોકો ખવડાવી ખવડાવીને જ છોકરાંઓને માંદાં પાડો છો. મુંબઇમાં કેટલાંક શેખીખોરોએ હમણાં તો ધારો પાડી દીધો છે કે જ્યાં કોઈ મળવા આવ્યું કે તરતજ ચ્હાના પ્યાલા અને ખાવાનાની રકાબીઓ હાજર કરે જ. ઘરમાં પેટે પાટા બાંધતાં હોય છતાં આવનારને એમ બતાવવું કે અમે લખેશરી છીએ ! અમે તો પૈસાદાર છીએ. છતાં મને એવા ચાળા મૂળથીજ પસંદ નહીં. જરા જરામાં, મળવા આવનારને ચ્હા શી અને ખાવાનાં શાં ? અને વળી અમારે ત્યાં કૈં બીજાંઓની માફક મહીને એકાદ મળવા આવનાર તો હોય નહીં. અમારે તો રોજના પચાસ મળવા આવે અને પચાસ જાય. તમે માઠું નહીં લગાડતાં પણ છોકરાંઓને બીજાને ત્યાં ચ્હા અને ખાવાનું ખાવાની ઇચ્છા થાય એમાં હું તો માબાપનો જ વાંક કાઢું છું. એવી ટેવ પાડવી શા માટે ?

"ત્યારે જશો જ ? આવજો હોં, જરૂર અવારનવાર આવજો. મારો સ્વભાવ એવો મળતાવડો અને મારી જીભ એવી મીઠી છે કે એક વખત પણ મારે ત્યાં આવે તે ફરીથી આવ્યા જ કરે. આવજો હં, હા, એ તરફ આવીશ ત્યારે જરૂર આવીશ. પણ પેલી પંચાતી એટલે કે ચાલીઓમાં નાની ઓરડીઓમાં બેસવાથી અને અંધારા દાદર ઉપર ચઢવાથી મારી તબીયત બગડી આવે છે. દાક્તરો તો મને સાફ એવી જગ્યાએ જવાની ના જ પાડે છે, આવજો, આવજો !"



# યુદ્ધના મોરચા

## આરંભ અને અંત.

સવારનો આઠ સાડાઆઠનો સુમાર હતો. સુરતનાં સુખી સંતાનો હજી નિદ્રા પછીના ઘેનમાંથી તદ્દન મુક્ત થયાં ન હતાં. મોહોલ્લામાં હજી પુરેપુરી જાગૃતિ આવી ન હતી: હજી કે કેટલાં મનુષ્યો દાતણપાણી કરવામાંથી અને તેને લગતા વિચિત્ર, પ્રચંડ અવાજો કરવામાંથી છુટાં થયાં ન હતાં. લગનસરા હતી એટલે દૂરદૂરથી ઢોલીઓના અવાજ સંભળાતા હતા.

મનમુખરામજી નિરાંતે તકીએ લાંબા થઇ, તપખીરના ચપટા નાકમાં ખોસતાં, અરધે નાકે ટકેલાં ચસમામાંથી આગલા દિવસનું 'બોંબે ક્રોનીકલ' વાંચતા હતા. ઘરમાં વાતાવરણ તદ્દન શાંત હતું. કારણકે તેમના પત્ની ચંપાવતી કૈંક કામસર બહાર ગયાં હતાં. એકપુરો દીકરો મહેંદ્ર એમ. એ., એલએલ બી. થઇને મુંબઇની એક કોલેજમાં પ્રોફેસર તરીકે તરતનો જ જોડાયો હતો અને રજા પડવાથી સુરત દસપંદર દિવસ થયાં આવ્યો હતો. તે બાજુના ખંડમાં કૈંક વાંચતો બેઠો હતો.

મનમુખરામની ઉંમર પચાસેક હશે. પરણ્યાને ત્રીસ વરસ થયાં. એ બધાં ય વરસ ચંપુબહેનનું રાજ્ય એમના ઘરમાં એકચક્રવે ચાલી રહ્યું હતું તેનાં ચિહ્ન મનમુખરામની મુખમુદ્રા ઉપર સ્પષ્ટ જણાતાં હતાં. મહેંદ્ર જ્યાં સુધી સ્કુલમાં ભણતો હતો ત્યાં સુધી



મુસોલીની સમાં ચંપુબહેનની નોકરશાહીના દોરનો એને પુરેપુરો અનુભવ મળતો હતો. પણ પોતે સાધારણ સ્થિતિમાં હતાં છતાં છોકરો સારી રીતે ભણ્યો એટલે ઝારશાહી અમલમાંથી એ છુટો થઇ ગયો હતો. પરિણામે રાજા ચંપુબહેન અને રૈયતમાં મનમુખરામજી હતા! પણ મનમુખરામને એનું દુઃખ ન હતું. ગુલામી દશામાં લાંબો સમય રહેવાથી મનુષ્યોને એ સ્થિતિમાં બહુ સાલતું નથી. ગમે તેવું દુઃખ માણસને આવી પડે છે છતાં પણ વખત જતાં એ દુઃખ માણસ સહન કરતો થઇ જાય છે એટલું જ નહીં પણ એ દુઃખને છોડવાને પણ એ માણસ રાજી નથી હોતો. અલબત્ત, ચંપાવતીની હાજરી ઘરમાં હોય તેના કરતાં એ બહાર હોય ત્યારે મનમુખરામને વધુ ગોઠતું. પણ એવી તકો એમને રોજ ઘણી જ મળતી કારણકે ચંપુબહેન જેવી પ્રકૃતિની વ્યક્તિઓ માત્ર પોતાના ઘરમાં જ રાજ્ય ચલાવી સંતોષ નથી માનતી. તેમને બીજાં અનેક નવાંનવાં ઘરમાં પોતાની સત્તા જમાવવાના કોડ હતા; ઘણાં

માણસો ઉપર નિરંકુશ અધિકાર સ્થાપવાના અભિલાષ હતા. એટલે એઓ માત્ર રસોઈ અને એવા પ્રકારનાં જરૂરનાં કાર્યો કરતી વખતે ઘરમાં રહેતાં. એમની ગેરહાજરીમાં મનમુખરામ કોઇ સ્નેહીને ત્યાંથી આણેલ વાસી ચોપાનીઆં અને છાપાં વાંચતા, તપખીરના ઘેનમાં અપૂર્વ શાંતિ ભોગવતા.

આ પ્રમાણે ચંપાવતી ગેરહાજર હોવાથી મનમુખરામ નિરાંતે તકીએ આડા પડી છાપું વાંચતા, ગોળમેજી પરીષદ વગેરે વિષયો સંબંધી મનમાં તરંગો કરતા શાંત ચિત્તે સ્વસ્થતા અનુભવી રહ્યા હતા. એવામાં બારણું કૈંક જોસથી ઉઘડયું. કોઈ મનુષ્યના પગલાં ઉગ્રતાથી પડતાં સંભળાયાં.

"વળી શી મ્હોકાણ મંડાઇ ?" તકીએથી એકદમ ટટાર થઇને મનમુખરામ બબડયા કારણકે એ બારણું ઉઘાડવાની રીત અને એ આવેશભર્યાં પગલાં એમના ઘરમાં ચંપુબ્હેન સિવાય બીજા કોઇના હોય જ નહીં એવી પોતાના મનમાં ખાત્રી હતી.

એમનો તર્ક તરત જ ખરો પડયો. ચંપાવતી ધમધમ કરતી ઓરડામાં દાખલ થઇ. એના મુખ ઉપર ક્રોધ, પરાજય, પરાજયને પરિણામે ઉત્પન્ન થયેલ વ્યગ્રતા અને ઉગ્રતા વગેરે ભાવ સારા પ્રમાણમાં જણાતા હતા. શાંતિના સમયમાં પણ મનમુખરામ પહેલાં બોલવાની હિંમત કરતા જ નહીં એટલે આવી ઉશ્કેરણીભરી વસ્તુ-સ્થિતિમાં એ બોલે જ શાના ! એમણે સહેજ પત્ની તરફ જોયું, સહેજ ખુંખારો મારવાનો યત્ન કર્યો, કમરે ખોસેલી રૂપાની તપખીરની દાબડીમાંથી ચપટો ભરી તપખીર સુંઘવાની તૈયારી કરી, એટલામાં વાદળ ફાટયું. વીજળીનો કડાકો થયો અને વરસાદ તુટી પડયો.

"પડયા પડયા તપખીર સુંઘો તપખીર," ભયંકર તોપના ગડગડાટ ગાજ્યા. "તમારે કયાં ઘરવાળીની પડી છે ? એ તો રાંધનારી આણેલ છે. એક જાય તો બીજી આવશે. બે વખત

ટાઇમસર બાફણાં બાફે પછી તમારે એનું શું થાય છે તેય જોવાની શી જરૂર છે ?"

"પણ થયું શું એની તો વાત કરશોના ?" જેટલી નમ્રતા અવાજમાં મુકી શકાય તેટલી નમ્રતા મુકીને મનમુખરામ બોલ્યા, "કહ્યા વના સમજાય પણ કેમ ?"

"જાણે જાણીને તો વાઘ મારી નાંખવાના હતાં ! લ્યોને, તમને આખું રામાયણ વાંચી સંભળાવું. પછી 'હં હં હં...એમાં તે શું થઇ ગયું' કરીને કાઢી નાંખજો." ગર્જના થઇ.

"હા, પણ કહો તો કૈં સમજણ પડેને." મનમુખરામ બોલ્યા.

"આ-હું દરશને ગઇ'તી ત્યાં પેલી ચંદન આવી'તી. ઓળખી તો ખરીને ? એની દીકરી મંદાકિની બી. એ. થઇ છેને તે ફાટી પડી છે. આ એ ચંદને મને સંભળાવીને ન કહેવાય તેવા શબ્દો કહ્યા. એક દિવસ વાતમાં મેં આપણા મહેંદ્ર માટે એ છોકરી સારી છે એમ કોઇને મોંએ કહેલું. એટલામાં તો એ રાં... કહે કે જેને બી. એ. થયેલી છોકરી જોઇતી હોય તે મારે ઘેર સાત ધક્કા ખાય અને મારે પગે પડે તો મારી હીરા જેવી છોકરી પામે !"

"પણ-પણ એમ તો જ્યારે એ ચંદને પોતાની છોકરી મહેંદ્ર સાથે આપવાની મરજી એવી જ રીતે આડકતરી બતાવેલી ત્યારે આપણે પણ એમ જ કહેલુંને," મનમુખરામે જરાક હિંમત બતાવી કહી નાંખ્યું.

"એ તો હું પહેલેથી જ જાણતી હતી. તમારે મન તમારી બૈરીજ ખરાબ છે. હા-મેં કહ્યું હતું -હા. મારો છોકરો મોટો વકીલ થયેલો અને કૉલેજમાં માસ્તર તે હું એટલું ય માન નહીં માગું ? પણ એ વાત જ જવાદ્યોને-મને પેલીએ ગામડીઅણ, ફુવડ, કર્કશા વગેરે વગેરે કૈં ને કૈં પહેરામણી આપી તેનું શું ?

કોઇ બીજો ધણી હોય તો એને ઘેર જઇને એ ડાકણનો ચોટલો પકડીને એને મારે. પણ તમારાથી ક્યાં કૈં એમાંનું બને-તેમ હતું !" બોલતાંબોલતાં શ્વાસ ચઢી આવ્યો એટલે ચંપાવતી કૈંક મુંગી રહી.

મનમુખરામ પોતે તો પેલા બીજા ધણી હોત તો શું કરત એ વિચારથી જ ત્રાસી ઉઠયા. એમની નાની ન્યાતમાં ચંપાવતીની જોડ હોય તો તે ચંદન જ હતી અને ચંદનની બરોબરી કરે એવી જો કોઇ જોવી હોય તો તે ચંપાવતી જ. પોતે અને ચંદનના ધણી જમીયતરામે આ સત્ય તો ક્યારનું ય શોધી કાઢયું હતું. એ ચંદનનો ચોટલો ખેંચીને એને મારવાનું કામ મનમુખરામે કરવું જોઇએ એ ખ્યાલથી જ એમનાં હાંજા ગગડી ગયા. "જો એટલી મારામાં શક્તિ હોત તો હમણાં તારો જ ચોટલો પકડીને તને મુંગી ન કરી દેત ? પણ એ દિવસ કયાંથી ?" આવા ઉદ્‌ગાર એમના હૈયામાંથી નીકળી હૈયામાં જ સમાયા. જેમજેમ ચંપાવતીના બોઇલરની સ્ટીમ ચઢતી ગઇ તેમતેમ પત્નીપરાયણ ધણીને ન છાજે તેવી રીતે મનમુખરામને આનંદ થતો ગયો. ચંપાવતીનો મદ ઉતારનાર દુનિયામાં કોઇક છે એ વાત જાણ્યાથી એક બીજી બાજુથી બિચારા જમીયતરામ તરફ દિલસોજીની લાગણી ઉત્પન્ન થઇ. ચંપાવતી આવી, ત્યારે ચંદન તે કેવી હશે ? એ તર્ક બાંધતાં મનમુખરામના મુખ ઉપર પરસ્વેદ બાઝી ગયો.

"તમે ઘુવડની માફક સામું શું જોયા કરો છો ? તમારે કૈં કરવું છે કે નહીં ?" પાછો તાડુકો થયો.

આનો જવાબ મનમુખરામ શો આપી શકે ? છતાં પણ એ જવાબ આપવાનો વિચાર પોતે કરી રહ્યા હતા એટલામાં આ વધતા જતા તોફાની વાતાવરણથી આકર્ષાઇ પ્રોફેસર મહેન્દ્ર પોતાની રૂમમાંથી બહાર આવ્યા. ગુલામી અવસ્થામાંથી છુટયાને બેચાર વર્ષ થયાં હતાં એટલે એને ચંપાવતીનો એટલો ભય રહ્યો નહોતો.

પણ સ્વભાવે શાંત પ્રકૃતિનો અને શાંતિનો ચાહનાર હોઇ મહેંદ્ર આ ગર્જના—ગડગડાટ બંધ કરવાના યત્ન થાય તો કરી જોવા એ ઇચ્છાથી બહાર આવ્યો હતો.

"કેમ, બા ?" મહેંદ્રે ધીમેથી કહ્યું" શું છે શું ?"

મહેંદ્રના શાંત, નમ્ર અને મીઠા અવાજથી ચંપાવની પણ કંઇક નરમ પડી. ભણેલા—ગણેલા છોકરા આગળ હલકા શબ્દો ન વાપરવા એવા વિચારથી એની જીભ ઉપર સ્વાભાવિક અંકુશ આવ્યો જ. પોતાને ચંદને કરેલા અપમાનનો બદલો ઘરમાંથી કોઇએ લેવો જ જોઇએ એવો આખી કથાનો સાર નીકળ્યો. કથા પુરી થઇ. મહેંદ્રે પોતાના પિતા પ્રત્યે જોયું. પિતા તરફ આદરભાવ હતો અને તેમના સ્નેહાળ હૈયાની એને ઓળખ હતી છતાં બાપા બાને થયેલાં અપમાનનો બદલો લેવા ચંદનગવરી જેવી વીરાંગના જોડે લડવા જાય એ વિચાર માત્રથી તેને હસવું આવ્યું. છતાં તેણે તે દબાવી રાખ્યું.

"આ બૈરાંની લડાઈમાં કાકાજી પોતે પડે એ ઠીક ન કહેવાય." મહેંદ્ર બોલ્યો.

બાએ આ સાંભળીને રડવાનું છોડી મુક્યું. એટલે તો સ્થિતિ વધુ ગંભીર અને વિકટ થઈ ગઇ. રણઘેલા લડવૈયાઓ તો તરવાર ફેરવતા જ શોભે. એ રૂદન કરવા માંડે એ દૃશ્ય અસહ્ય થઇ પડે. દીકરાએ ઘણી રીતે સમજાવી જોયું પણ બા એકનાં બે નહીં થયાં. ધીમેધીમે દીકરાને પણ એમ થયું કે ચંદનનો વાંક આ બાબતમાં વધારે હતો અને એને આ પ્રમાણે અપમાન કરવાનો અધિકાર જ ન હતો. વળી એને પોતાની સારી જીંદગીમાં બાને રડતાં ન જોયેલી એથી આજે એનું હૈયું ભરાઇ આવ્યું. જે કામ પોતે કોઇ પણ દિવસ ન જ કરી શકે તે કામ કરવા પણ તે અલ્પ સમયની ઉશ્કેરણીમાં તૈયાર થઇ ગયો.

"બા, હું જાઉં છું, પછી તો બસને ?" બોલતાં બોલતાં મહેન્દ્રનું મોં લાલ થઇ ગયું, એના હોઠ ધ્રુજવા લાગ્યા. હાથમાં છત્રી લઇને મહેન્દ્ર ઘરની બહાર નીકળ્યો. આ બધું એક ક્ષણમાં બની ગયું. બાની છાતી આનંદથી, ગર્વથી ભરાઈ ગઇ. તેની આંખો મનસુખરામને અર્ધ તિરસ્કાર–અર્ધ ઉપહાસથી જોઇ રહી. મનસુખરામના હૃદયમાં તો કોઈ પ્રકારના વિચાર આવ્યા હશે કે કેમ એ તેમની મુખમુદ્રા ઉપરથી અટકળવું મુસ્કીલ હતું. છેલ્લાં પચીસેક વર્ષ સુધી એમની મુખમુદ્રાએ જે રૂપ ધારણ કર્યું હતું–તે રૂપમાં કૈં પણ ફેર પડ્યો જ નહોતો. પણ મા તો પાંચેક મિનિટ પછી શાંત થઇ ગૃહકાર્યમાં પરોવાઇ ગઈ. મનસુખરામ પાછા તકીએ અઢેલી, તપખીર સુંઘતા વાસી ક્રોનીકલ વાંચવામાં મશગુલ થઇ ગયા.

મહેન્દ્ર ઘરમાંથી બહાર નીકળ્યો ત્યાં સુધી તેનું હૈયું ક્રોધથી, માના અપમાનનો બદલો વાળવાના ઉચ્ચ આશયથી સળગતું હતું. પણ ક્ષણવારમાં એ અસાધારણ ઊર્મિઓ શમી ગઇ. મહેન્દ્ર શાંત, નમ્ર, વિવેકી મહેન્દ્ર થઇ ગયો. જમીયતરામને ત્યાં જઇને એણે શું કહેવું? ચંદનગવરી ગમે તેવી પણ સ્ત્રી–એની સામે વિગ્રહ કેમ મંડાય? આમાં એ કયાં પડ્યો? ધીમે ધીમે એની હિંમત ઓસરી ગઇ. એ અસ્વસ્થ થઇ ગયો. ગજ અને કાતર લઇને રણે ચઢેલા દરજીઓની કથા તેને અનાયાસે યાદ આવી. યુદ્ધમાં ગયા પછી પલાયન થઈ જનારને પલાયન થતી વખતે કેવી લાગણીઓ થતી હશે તેનો તાદૃશ અનુભવ એને થયો. પણ હવે પાછા પણ કેમ જવાય? આવા વિચારોમાં તેણે માર્ગમાં ત્રણ ચાર ઓળખીતાની સલામો ઝીલી, કૈંક ગપ્પાં પણ મારી લીધાં. જેમ જેમ ચંદનગવરીનું ઘર પાસે આવતું ગયું તેમ તેમ તેણે વાતચીત કેવી રીતે કરવી એનો ક્રમ મનમાં નક્કી કરવા માંડયો.

બહુ ઉશ્કેરાઇ ન જવું, કૈંક વિવેકથી, કૈંક કરડાકીથી વાત ઉપાડવી. માફી જેવું તો નહીં પણ સહેજ દિલગીરી બતાવે તો પણ તેનાથી સંતોષ માની લેવો વગેરે વિચારો અવ્યવસ્થિત રૂપે તેણે મનમાં ગોઠવ્યા.

ઘર આવ્યું. મહેન્દ્રના પગ ધ્રુજવા માંડ્યા અને હોઠ ગુસ્સાથી નહીં પણ ગભરાટથી કાંપવા લાગ્યા. પણ એટલામાંજ ઓટલા ઉપર ચંદનગવરી અને જમીયતરામની એકની એક લાડકવાયી પુત્રી કુમારી મંદાકિની ઉભી હતી તેના ઉપર એની નજર પડી. તરત-નીજ ગ્રેજ્યુએટ થઇ હોવાથી મંદાકિની સારી દુનિયાને સ્નેહભાવથી વધાવવા તત્પર હતી.

"ઓહો ! કોણ મહેન્દ્ર?" શ્રવણ કરનારને અમૃત પાન કરા-વતું સ્મિત કરતી મંદાકિની બોલી. "આવો ! આવો ચાલો ઉપર."

"હલ્લો, તમે કેમ છો ? સુરતનું સૌંદર્ય નિહાળવા ઉભાં છો ? હા હા હા !" મહેન્દ્રથી બોલાઇ ગયું.

બન્ને પોતાના ઉત્સાહથી, ઉલ્લાસથી, વાતાવરણને સ્નેહભીનું બનાવતાં ઉપર ચઢી ગયાં.

* * *

કલાક થયો—બે કલાક થયા—ત્રણ કલાક થવા આવ્યા. મહેંન્દ્રનો પત્તો નહોતો એટલે ચંપાવતીને ચિંતા થવા લાગી. છોકરો માના અપમાનનો બદલો લેવા ઘરમાંથી બહાર નીકળ્યો તે સમયે તો પોતાને ગર્વ, સંતોષ અને આનંદ થયેલ. પણ અલ્પ સમય પછી એને એ ઠીક ન લાગ્યું. પોતેય ચંદનને ક્યાં ઓછી ગાળ દીધેલી હતી કે આજે પોતાના આવા છોકરાને લોકોમાં હલકો પાડવા મોકલ્યો ! પણ જ્યારે આટઆટલા કલાક થઇ ગયા ત્યારે એ અકળાઇ.

"સાંભળો છો કે ?" તેણે આખરે કહ્યું. "મહેન્દ્ર હજી કેમ ન આવ્યો.

"કોઇ દોસ્તને ત્યાં રોકાયો હશે." મનમુખરામે ઠંડે કલેજે જવાબ વાળ્યો.

"ના, હોય નહીં, મહેન્દ્ર આટલી બધી વાર એમ રઝળે નહીં. પેલીએ કૈં કર્યું તો નહીં હોય?"

"તમે શું એમ ધારો છો કે ચંદન અને જમીયતરામે મળીને એને માર માર્યો હોય?" મનમુખરામે જરા કંટાળીને જવાબ આપ્યો.

ચંપાવતીને ચિંતા થવા માંડી હતી એટલે ઉશ્કેરાવાને બદલે તે મુંગીજ રહી. પાછું તેણે ચિત્ત ગૃહકાર્યમાં પરોવવાનો યત્ન કર્યો પણ પંદરેક મિનિટ પછી તેનાથી રહેવાયું નહીં. તે ઉઠી, જરા ઠીક લુગડું પહેર્યું અને જતાં જતાં બોલી. "જરા નજર રાખજો, હું જોઇ આવું છું."

જતાં જતાં તેને અનેક તર્કવિતર્ક થયા. મનમાં પશ્ચાતાપ થયો પણ હવે સ્થિતિ સુધારી શકાય તેમ ન હતું. ચંદનને ઘેર જતાં જ એણે પ્રહાર કરવા મોં ઉઘાડ્યું. પણ ચંદનના મોં તેમજ શરીરનો હાવભાવ જોઇને તે અટકી ગઇ. ચંદને પહેલાં મોં ઉપર આંગળી કરી ચંપાવતીને મુંગી રહેવા નિશાની કરી. તે પછી હાથ પહોળા કરીને કૈંક આવકાર આપતી હોય તેવો અભિનય કર્યો. ચંપાવતી તો ચંદનના આવા વર્તનથી આભીજ બની ગઇ. તે વધુ આગળ ગઇ. જાણે વરસોના વિયોગ પછી બે બહેનો મળે અને ભેટે તે પ્રમાણે ચંદન એને ભેટી પડી અને બહુજ ધીમેથી બોલી:

"આવો વેવણ, આવો! બરાબર વખતેજ આવ્યાં ને શું!" આટલું બોલીને ચંદન એને ઘરમાં ઘસડી ગઇ. ત્યાં જમીયતરામ બેઠા હતા. પતિપત્નીએ બહુ રસથી, કૈંક શરમ અને મલાજો મુકીને પણ બધી વાત કહી.

"કોણ જાણે શા કારણથી, કોઇ દિવસ આવે નહીં તે આજેજ મહેન્દ્રભાઇ સવારના વહેલા અમારે ત્યાં આવ્યા." ચંદને

શરૂઆત કરતાં કહ્યું.

ચંપાવતી કારણ જાણતી હતી પણ: તે તબક્કે જણાવવું અનાવશ્યશક છે એમ ધારીને બોલીજ નહીં.

“ઓટલા ઉપર અમારી મંદા ઉભી હતી, સમજ્યાં ને, ચંપુબ્હેન ? અને પછી બન્ને ભણેલાં, સોનું અને સુગંધ સાથે મળ્યાં. પછી પૂછવુંજ શું ! હ'હ'હા, કેમ એમજ થયું ને ?” ચંદન હસતી જતી હતી, બોલતી જતી હતી, ચંપાવતીને વાંસામાં સ્નેહભર્યા ધપ્પા મારતી જતી હતી અને વચમાં જરા રસ જમાવવા જમીયતરામને પણ એ વમળમાં ખેંચતી હતી.

“હાઅ–પણ હવેનાં છોકરાંઓને શું કહેવું ?” બહુ વિચાર કરીને, ગંભીરતા ધારણ કરીને, જમીયતરામ બોલ્યા.

“પડપડ બન્ને જણાં અંગ્રેજી બોલ્યાં જાય ! મારા સોગન લ્યો સાચું પુછાવો તો મારા મનમુખભાઇ અને એ એમાંથી સોમો ભાગ પણ અંગ્રેજી નહીં બોલી શકતા હોય. હેંહેંહેં !... અને બન્ને ઉભાં ઉભાં વાત કરે ત્યારે જાણે શંકર–પાર્વતી ઉભાં! પછી તો બન્ને હાહાઠીઠી કરતાં ઉપર ચઢયાં, બળ્યું આપણે તો આખી ઉમ્મરમાં, હેં ! ચંપુબ્હેન ! આવું કર્યું ન હતું.”

“આપણે તો શું ધુળ માણ્યું'તું ! માથે સાસુઓ, કાકીસાસુઓ અને નણંદોની ફોજો ઘુમતી'તી ત્યાં શું કરે શું ?” ચંપુબહેન હજી વાત પુરી સમજ્યાં ન હતાં પણ આનંદમય વાતાવરણમાં પોતાનું વૈર ભુલતાં એ બોલ્યાં.

“ઉપર જઇને કૈંક ચોપડીઓ જોઇ, ચિત્રો જોયાં,” ચંદનબહેને કથા આગળ ચલાવી, “મેં તો ભાઇસાબ, છાનું છાનું થોડું જોઇ લીધું, છોકરાંને આપણાંથી છાનું શાનું ? મંદાએ ચાહ કરી અને પછી—પછી તો ચંપુબહેન—” આટલું બોલીને આનંદના ઓઘ ઉભરાવાથી ચંદને ચંપુબહેનના વાંસામાં જોરથી ધપ્પો

મારો. પછી બે જણ તો હાથમાં હાથ ભેરવીને નીચે એમની પાસે આવ્યાં. હું પણ ત્યાં ઉભી હતી. એમનો મિજાસ તો બાકી તમે જાણો છો !" ચંદને પોતાના પતિને સિંહના ગુણ અર્પવાનો મિથ્યા પ્રયાસ કરતાં કહ્યું પણ ચંપાવતી જમીયતરામ તેમજ મનમુખરામ એ બન્નેને મિજાસ જેવો શબ્દજ આવડતો ન હતો એટલું સારી રીતે જાણતી હતી એટલે આ ચંદનના વાક્યથી એના ઉપર ઝાઝી અસર થઈ નહીં.

"પણ તે વખતે એ ગમ ખાઇ ગયા અને મહેન્દ્રભાઇએ એવા વિવેકથી, એવી નમ્રતાથી કહ્યું જો, કે તમારી પુત્રી મંદા મારી જોડે લગ્ન કરે તેમાં તમારે વાંધો તો નહીંજ હોય, ખરૂંને ! પણ એવી એવી વાતો ક્યાં સુધી આપણે કર્યા કરીએ. તમેય આવી પહોંચ્યાં તે હવે ગળ્યું મોં કર્યા વિના પાછાં જવાવાનું હતું ! બેસો, હું આ મુકું અને બજારમાંથી જરા ગળ્યું મંગાવી લેવડાવું."

મંદાકિની જેવી ભણેલી વહુ લેવાને ચંપાવતી એકે પગે તૈયાર હતી, તેમજ ચંદન મહેન્દ્ર જેવા જમાઇને શોધવા તલપાડ થઇ રહી હતી પણ વચમાં કોણ પહેલાં માથું નમાવે એજ પ્રશ્ન માત્ર ઉભો ઉભો બન્ને પક્ષને રોકતો હતો. એ પ્રશ્ન આ પ્રમાણે કુદરતી રીતે જ નીકળી ગયો અને સાથે છોકરી આપ્યાથી ચંદન અને જમીયતરામની સાત પેઢીઓ તો નમીજ. અને એથી પોતાને કરેલા અપમાનનો બદલો પણ વળી ગયો એમ આશ્વાસન લઇ ચંપાવતી પણ ચંદનના આનંદની ભાગિયેણ બની.

"ત્યારે – જાણે કે – હું ધારૂં છું કે મનસુખભાઇને પણ, હેંહેંહેં !...બોલાવી લઇએ તો ?" રખેને કાચું કપાઇ જશે અને પત્નીનાં ખાસડાં પડશે એવા ભયથી જમીયતરામ હસવાનો યત્ન કરતાં બોલ્યાં.

પણ જ્યાં આનંદના ઓઘ ઉભરાતા હોય ત્યાં વિષમય જવા-

લાને સ્થાન કેમ જ હોય ? જમીયતરામની સૂચના વધાવી લેવામાં આવી. ઉપરથી પડપડ અંગ્રેજી બોલવાના અને મદભર્યાં યૌવનનાં હાસ્ય અસ્પષ્ટ, ધીમાં ધીમાં, નીચે બેઠેલાંઓને કાને અથડાતાં એમના ગત યૌવનનાં સ્મરણાં ઝાંખાં ઝાંખાં તાજાં કરાવતાં હતાં





# સ્નેહી વર્ગ

### પાત્રો :

સર. હેમચંદ શાહ : લક્ષાધિપતિ વેપારી.

માણેક વહુ : એની પત્ની.

શરત :<br>વિનોદ : } હેમચંદના જુવાન કૉલેજીઅન ભત્રીજા.

રાવબહાદુર પુનમચંદ :<br>ધરમશી :<br>હિરાલાલ :<br>રણજીતલાલ : } હેમચંદ શેઠને પ્રતાપે પૈસાદાર થયેલા વેપારીઓ.

રતનબ્હેન : પુનમચંદની પત્ની.

ચંપુબ્હેન : ધરમશીની પત્ની.

સુમિત્રા : હિરાલાલની પત્ની.

ચંદ્રબાલા : રણજીતલાલની પત્ની.

સ્થળ : હેમચંદ શેઠનો બંગલો : જમવાનો ખંડ

સમય : રાતે સાડાઆઠ.

[જમવાના ખંડમાં વીજળીની બત્તીથી ઝળઝળાટ થઇ રહ્યો છે. અંગ્રેજી રીત પ્રમાણે ટેબલ ઉપર દેશી ખોરાક ગોઠવવામાં

આવ્યો છે. ઉપર જણાવેલ સ્ત્રી પુરૂષો ખુરશીઓમાં બેસી ગયાં છે. સ્વચ્છ સફેદ પોષાકમાં સજ્જ થઇને બ્રાહ્મણો જોઇતી વસ્તુઓ લાવ્યા કરે છે. દરેકના મુખ ઉપર હેમચંદ શેઠ અને માણેક વહુનો પડતો બોલ ઝીલી લેવાની આકાંક્ષા જણાઇ આવે છે.]

હેમચંદ; તમે બધાંય મારાં આમંત્રણને સ્વીકારીને આવ્યાં તેને માટે હું તમારો બધાંનો ઉપકાર માનું છું.

પુનમચંદ: તમારી વરસગાંઠને દિવસે તમે બોલાવો અને અમે નહીં આવીએ એ કોઇ પણ દિવસ બને ખરૂં?

ચંપુ: તમારે વડેજ અમે બધાં છીએને.

માણેક: ના ના, એમ શું બોલો છો? સૌ સૌના નસીબનાં ખાય છે. કોઇ એમાં શું કરવાનું હતું?

ધરમશી: (દુધનો પ્યાલો લઈ ઉભા થતાં, અંગ્રેજી એટીકેટ પ્રમાણે ટોસ્ટ લેવાય છે તેની નકલ કરતાં) સર. હેમચંદ શાહ, સન્નારીઓ અને સદગૃહસ્થો!

હેમચંદ: નહીં નહીં, ધરમશીભાઇ, નહીં. એવો વિવેક જવા દો.

હીરાલાલ: હં, હેમચંદ શેઠ, એમાં આજ તમારાથી બોલાયજ નહીં.

સુમિત્રા: ગોઑન ગોઑન ધરમશીભાઈ.

રણજીતલાલ: ઘણાં ઘણાં વર્ષોના ઉપરના દેવાં કોઇક દિ તો વાળીએને.

ધરમશી: (બહુ ગંભીર થઇને) સર હેમચંદ, અને મિત્રો! આપણા સઉના મિત્ર અને મુરબ્બી સર હેમચંદ શાહને તંદુરસ્તી ઇચ્છતાં હું બે શબ્દ બોલવાની રજા લઉં છું.

મારે સર હેમચંદની સાથેનો છેલ્લાં ત્રીસ વર્ષનો સંબંધ છે. છેક ગરીબાઇમાંથી લક્ષાધિપતિ થયા અને સરકાર તેમજ પ્રજા

ઉભય તરફથી સન્માન પામ્યા ત્યાં સુધીની એમની કારકીર્દિથી હું વાકેફ છું. આ લાંબી મુદત દરમિયાન મેં એમના ચારિત્ર્યમાં એક પણ દૂષણ જોયું નથી—

હીરાલાલઃ એમની ઉદારતાને હું દૂષણજ ગણું છું. (બધા હસી પડે છે)

ધરમશીઃ વેપારીઓએ વેપાર કરવો હોય, પૈસાદાર થવું હોય તો અનીતિને પંથે એમણે ચાલવુંજ જોઇએ એવી માન્યતા સાધારણ રીતે આપણામાં છે. સર હેમચંદે પોતાના જીવનથી એમ બતાવી આપ્યું છે કે વેપાર વધારવામાં કે પૈસો એકઠો કરવામાં માણસે અનીતિનો માર્ગ લેવોજ પડે એવું નથી, છેક બાલ્યાવસ્થાથીજ એમનામાં પ્રમાણિકતા, નીતિ, વફાદારી, સત્યને વળગી રહેવાનો અડગ નિશ્ચય વગેરે ગુણો હતા. જેમ જેમ જીવનમાં તેઓશ્રી આગળ વધતા ગયા તેમ તેમ એ સર્વ ગુણોનો વિકાસ પણ એઓ કરી શક્યા. પરિણામે આજે એઓ પ્રમાણિક વ્યાપારના પયગમ્બર તરીકે સારા હિંદુસ્થાનમાં પ્રખ્યાત છે. આપણા વેપારીઓને એમણે ઉચ્ચ આદર્શો આપ્યા, સંસ્કૃત્તિ આપી અને કેળવાયલા વર્ગોમાં અત્યાર સુધી એમનું સ્થાન નીચું ગણાતું તે બદલીને તેમણે ઉંચું સ્થાન આપ્યું. એક માણસ આથી વધુ શું કરી શકે? સર હેમચંદ અને તેમના સુશીલ પત્ની માણેક વહુને હું આરોગ્ય ઇચ્છું છું અને જણાવું છું કે એમણે મારા ઉપર કરેલા અનેક ઉપકારોનો બદલો વાળવાની પ્રભુ મને તક આપે.

(તાળીઓના ગડગડાટ.)

પુનમચંદઃ ધરમશીભાઇએ જે કહ્યું એ સર્વની સાથે હું મળતો થાઉં છું. એમણે સર સાહેબનું વ્યાપારી જીવન સમગ્ર રીતે તપાસ્યું. હું માત્ર એકજ દૃષ્ટિએ તપાસું છું. હું સર સાહેબનો ભાગીઓ છું. સામાન્ય રીતે ભાગીઆ એટલે અંદરખાનેથી એક

એકના દુશ્મન. એક ભાગીઓ બીજા ભાગીઆને છુંદવાને, નીચો પાડવાનેજ મથતો હોય છે. મારા સુભાગ્યે મને એ અનુભવ કરતાં જુદોજ અનુભવ મળ્યો છે. સર હેમચંદે જ્યારે હું ભીખારીની અવસ્થામાં હતો ત્યારે મારો હાથ ઝાલ્યો—

હેમચંદ: બસ, બસ, જો તમારે બધાએ મને શરમાવવોજ હોય તો તમારી મરજી, બાકી હું આ જાતનાં મારાં જાબજા વખાણ સાંભળી શકતો નથી.

ચંદ્રબાલા: એ નહિં ચાલે. ત્યારે શું અમારે નગુણામાં ખપવું ?

પુનમચંદ: જ્યારે એમણે મારો હાથ ઝાલ્યો ત્યારે હું આબરૂ વિનાનો, મુફલીસ માણસ હતો. અત્યારે હું રાવ બહાદુર પુનમચંદ ગાડીઓ અને મોટરોમાં ફરનારો છું એ બધોજ પ્રતાપ સર સાહેબનો. એમણે મને ભાગીઆ તરીકે ગણ્યો નથી પણ નાના ભાઈ તરીકે ગણ્યો છે. ધંધામાં તેમજ સંસાર વ્યવહારમાં મારાથી અનેક ભૂલો થઇ હતી. તે બધીય ભૂલો એમણે માફ કરેલી. એમનું કહ્યું ન માનીને મેં વેપારમાં અનેક વાર ખોટના સોદા કર્યા હતા. એમણે એ ખોટ માથે નહીં લીધી હોત તો ચાલત. કાયદાની નજરે તેઓ જોખમદાર ન હતા, છતાં દરેક વખત એમણે એ હસતે મોંયે સહન કરેલ. બીજો કોણ એવું કરે ? બસ, સર સાહેબનાં જેવાં રત્નો તો લાખમાંથી એકજ પાકે છે. આપણે—મારે તો મુખ્યત્વે કરીને— આપણી ચામડીના જોડા શીવડાવીને એમને આપીએ તોય ઓછું છે.

(તાળીઓ.)

હેમચંદ: હવે આ બધું નાટક બંધ કરો તો ઠીક.

ચંપુ: એમ બંધ નહીં થાય. પુરૂષોએ તો માત્ર સર સાહેબનાજ ગુણ ગાયા. માત્ર અરધાં અંગનીજ પ્રશંસા કરી. પણ આ સ્ત્રી સ્વાતંત્ર્યના જમાનામાં એમ કેમ ચાલે ? જેવા સર હેમચંદ શેઠ ઉચ્ચ ચારિત્ર્યવાળા પુરૂષ છે તેવાંજ ઉચ્ચ ચારિત્ર્યનાં એમના ધર્મ-

પત્ની સૌ. માણેકબ્હેન છે. એ તો જાણે સોનામાં સુગંધ મળ્યું છે. એમનું જોડું જોઇને મને શિવ–પાર્વતિ, વિષ્ણુ–લક્ષ્મી, બ્રહ્મા–સાવિત્રી વગેરેની પરમ બેલડીઓનું ભાન થાય છે—

માણેક: ( આંખમાં લાગણીના આંસુ ઉભરાઇ આવે છે. ) ચંપુબ્હેન, ભગવાનોની સાથે અમને મા સરખાવો. અમે સાધારણ માનવ. એવી સરખામણીથી પાપમાં પડીએ. કેમ ખરૂંને ?

હેમચંદ: ( સર્વની લાગણી જોઇને ગદ્‌ગદ્ કંઠે ) હાસ્તો હાસ્તો. ચંપુ: બેટા, એ બેલડી અને બેલડાની વાતું જવાદોને. અમે જુના જમાનાના જંગલી તમે બધાં નવા જમાનાના સુખમાં દુનિયા મ્હાલો એ જોઇનેજ અમને તો આનંદ આનંદ થઈ જાય છે.

ચંપુ: મારે એજ કહેવાનું છે. સર સાહેબ અને તેમના પત્ની સાહેબ સૌ. માણેકબ્હેન જુના જમાનાના છતાં એમણે કદી આપણને—નવા જમાનામાં પ્રતિનિધિઓને પાછાં ખેંચવા યત્ન કર્યો નથી. જગત માતા અન જગત પિતાઓના યુગમાં આપણાં માતા પિતા તો સૌ. માણેક બ્હેન અને સર સાહેબજ છે. હું સુધારક તરીકે મૂર્તિપૂજામાં માનતી નથી છતાં અહીં બેધડક કહુ છું કે સર સાહેબ અને તેમના ધર્મપત્નીની છબીનું જો કોઇ પૂજન કરે તો એમાં મારે વાંધો નથી એટલુંજ નહીં પણ એ પૂજા કરનાર વ્યક્તિ પ્રત્યે મને માન થાય—

હેમચંદ : (આંખમાં ઝળઝળીયાં આવી જાય છે) બહેન, દીકરી, હવે માફ કર. મેં એવું કૈં કર્યું નથી.

માણેક : (ઉઠીને હાથ પકડીને ચંપુને બેસાડી દે છે અને સ્નેહથી છાતી સરસી ચાંપે છે,)

હીરાલાલ : હવે માત્ર હું બોલી લઉં. બધા બોલે ત્યારે મેં શો ગુનોહ કર્યો ? (હીરાલાલ મશ્કરામાં ગણાતા હતા એટલે એમના વાક્યે વાક્યે બધાંએ હસવા માંડયું અને એને લઇને હેમચંદ શેઠની

અને માણેક બ્હેનની લાગણી કૈંક શમાઇ) પણ આપણે તો પહેલેથીજ કહી દઇએ કે અમે નથી સુરેન્દ્રનાથ બાનરજી કે નથી અબુલ કલામ આઝાદ. આપણે તો ડંગોરીઆ છીએ અને જે સાચું લાગે તે તડ અને ફૂડ કહી દઇએ. આ બધા ભલે મહાત્માજીને પુરૂષોત્તમ માનતા હોય. હું તો શેઠ સાહેબનેજ પુરૂષોત્તમ માનું છું. પોતે એકલા ખાવાનું તો કદીએ શીખ્યાજ નથી. બીજા આસ-પાસના પચીસ પચાસ માણસને પણ પાંચ પૈસા કમાવી આપે ત્યારેજ પોતાની કમાણી એમને ગળે ઉતરે. બીજાઓને કમાવી આપવાના એમના છંદને લીધે એમણે કમમાંકમ અત્યાર સુધીમાં પચીસ લાખની પોતાની કમાણી જતી કરી હશે. એમણે જો આપણને કમાવી આપ્યા નહીં હોત અને વારે વારે આપણે પડખે નહીં ઉભા હત તો અત્યારે આપણે બોરીબંદર ઉપર હેલપાટી કરતા હત! (બધાં વિવેકની ખાતર હસે છે.) આ ચંપુબ્હેન ને સુમિત્રાબ્હેન ને ચંદ્રબાળાબ્હેન વગેરે બધાં બબે ઓરડીઓમાં ક્યાંય ધકેલા ખાતાં હત. પુનમચંદભાઇ શેઠ કેવી રીતે કહેવાયા! ધરમશી શેઠ ડાહ્યામાં કેવી રીતે ખપ્યા? રણજીતલાલભાઇ જાહેર જીવનમાં ભાગ લઇ શકે છે શાથી?

રણજીતલાલ: નામ દેવાનું કૈં પ્રયોજન નથી.

રતનબ્હેન: (કચવાઇને) કડવાશ ઉભી થાય એવું કોઇએ બોલવાની જરૂર નથી.

ચંદ્રબાલા: બોલ્યાથી શું વધારે છે? આપણાથી એમના ઉપકારનો બદલો કોઇપણ રીતે વળાય તેમ નથી.

ધરમશી: મોંયે જણાવ્યાથી કશું વધારે નથી. એમના ગુણો-માંથી થોડા ગુણો પણ આપણે આપણામાં ઉતારીએ તો આપણે ભવસાગર તરી જઇએ.

રણજીતલાલ: સર સાહેબ અહિં જનમ્યા તેને બદલે યુરોપ

કે અમેરીકામાં જન્મ્યા હત તો આજે ફોર્ડ અને રોકફેલરના હરીફ તરીકે ઉભા હત.

પુનમચંદઃ માણેકબ્હેનના ચારિત્ર્ય આગળ આજની ફેશનેબલ સ્ત્રીનું ચારિત્ર્ય મુકીએ છીએ ત્યારેજ આપણી આંખ ઉઘડે છે અને ખબર પડે છે કે ગયા જમાનાની ગણત્રીમાં આ જમાનો કેટલો નીચો પડયો છે.

માણેક : (આંખમાં સ્નેહના ઝળઝળીયાં ભરાઇ આવે છે) અમે હવે ઘરડાં થયાં પણ તમે બધાં જુવાનીયાઓને ભગવાન બધી રીતે સુખી રાખે એટલે બસ.

હેમચંદ; (ગદ્ગદિત કંઠે) ભાઇઓ અને બ્હેનો!

હીરાલાલઃ સર સાહેબ! આવી કચુંબર કરો છો? બેહનો પહેલાં જોઇએ. (બધાં હસે છે)

હેમચંદઃ ભાઇ! હું કૈં બોલનાર નથી. આ તો આજે તમે મારે માટે જે જે વખાણના ઢગ કર્યા તે તે વખાણના જવાબમાં મારે થોડું તો બોલવુંજ જોઇએ એટલાજ માટે હું ઉભો થયો છું. તમે બધાં ભાઈ—બહેનોએ મારામાં ઘણા ગુણ જોયા પણ એ માત્ર તમારૂં મારા પ્રત્યે વહાલ બતાવી આપે છે–બીજું કશું નથી. તમે બધા એમ કહો છો કે હું જેમ જેમ પૈસાદાર થતો ગયો તેમ તેમ બીજા ઘણાંને પૈસાદાર બનાવતો ગયો એ મારો મોટો ગુણ. હું એને ગુણ માનતોજ નથી. એને હું એક મારી સાધારણ ટેવ માનું છું. મને એકલા કોઈ પણ ચીજનો ઉપભોગ કરવો ગમતો નથી અને તેથી મારે ન છુટકે બીજાને સાથે રાખવાજ પડે છે. જ્યારે હું જમવા બેસું છું ત્યારે પણ જો હું એકલો જમતો હોઉં તો મને ભાવતું નથી અને મારે ભૂખ્યા ઉઠવું પડે છે. પરીણામે મારે કોઇક નહીં ને કોઈકને સાથે બેસાડવોજ પડે છે. આમાં ગુણ શાનો? હું મોટરમાં ફરૂં અને મારા મિત્રો ચાલતા

હોય તો મને મોટરમાં બેસવાથી સંતોષ થતો નથી એટલે મારે બીજાને પણ મોટરમાં બેસવા જેટલું અપાવવુંજ પડે છે. એ મારી ખાશીયત છે બીજું કશું નથી. છતાં પણ આજે હું મારા ખરા મિત્રો અને સ્નેહીઓને બરાબર ઓળખી શક્યો એથી હું બહુ આનંદ પામુ છું. આપણે એકેકની સાથે ઉભા રહીએ એવું હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું.

ધરમશીઃ એમાં તમને શક લાગે છે? તમારો વાંકો વાળ થાય તો અમે અમારો જાન આપી દઇએ.

સુમિત્રાઃ એમ નહીં કરીએ તો પછી અમે માણસ શાના?

પુનમચંદઃ તમારે માટે અમે ભોગ નહીં આપીએ તો કોને માટે આપવાના હતા?

રણજીતલાલઃ તમને નાનામાં નાના વિઘ્નથી બચાવવાને માટે અમે ગમે તે કુરબાની કરવા તૈયાર છીએ.

(બહારથી ભૈયો આવે છે અને કહે છેઃ સાબ! બહાર કોઇ પોલીસ અમલદાર આયા હય. આપકુ મીલનેકુ ચાહતા હય.)

હેમચંદઃ આવવા દે. એ બિચારાઓને પણ જરા જોઇતું હશે.

(બે સી. આઇ. ડી. ખાતાના લાગતા, સાદા પોશાકમાં સજ્જ થયેલા પુરૂષો આવે છે. હેમચંદ શેઠ એમને ખુરશી બતાવે છે પણ તેઓ બેસતાં નથી.)

એક અમલદારઃ સર હેમચંદ! માફ કરજો, હું દિલગીર છું પણ તમારે માટે વોરંટ છે.

હેમચંદ; મારે માટે? શા માટે? કયા ગુનાહ માટે?

બીજો અમલદારઃ આપ સમાલીને બોલજો. જે કૈં પણ બોલશો તે નોંધી લેવામાં આવશે.

(માણેક નાની ચીસ પાડીને હેમચંદની ખુરશી આગળ આવીને ઉભી રહે છે. બધાં પરોણા આશ્ચર્યથી દિંગમૂઢ બની રહે

છે અને અંદર અંદર ગુસપુસ ગુસપુસ કરે છે.)

હેમચંદ: પણ તમે મને ગુનોહ તો કહેશો કેની ?

પહેલો અમલદાર: ખાસ તો હું હમણા કહી શકું તેમ નથી. પણ આપને ખાતર હું એટલું કહું છું કે કોઇ નવી કંપનીના શેરોના વેચાણ બાબત છે.

માણેક: એમ બનેજ નહીં. તમારી ભુલ થાય છે. એ અપ્રમાણિક કામ કરેજ નહીં.

હેમચંદ: તું જરા શાંત થા. એમ ગભરાવાથી અને ધાંટા પાડવાથી શું વળે ? મેં શેરના વેચાણમાં ઘોંટાળો કર્યો ? પુનમચંદ ! દરેક બાબતમાં તમે તો મારી સાથેજ હોછો. તમને કૈં યાદ આવે છે ?

પુનમચંદ: (ખુરશી ઉપરથી ઉભા થઇને સહેજ મિજાસથી) સર હેમચંદ ! એવી રીતે તમે બીજાને સાથે સંડોવવા માંગો એ સારૂં નહીં. મારાથી છાનું તમે કૈં કરતા હો તેમાં હું શું જાણું ?

રતન: કાળાં ધોળાં પોતે કરવાં અને પછી બીજાઓને માથે ટોપલો ઢોળી પાડવો એ કયા ઘરનો ન્યાય ?

ચંપુ: ચાલો આવો છોને ! અહિં નાહક ઉભાં રહેવું એનો કશોજ અર્થ નથી.

ધરમશી: હા હા, ચાલોને. સૌના કર્યાં સૌ ભોગવે.

હીરાલાલ: આપણને તો પહેલેથીજ શક હતો કે મોટાનું બધુંય મોટું. એમના ઘોંટાળા પણ મોટા. પણ તમે બધા એમના તેજમાં તણાયલા એટલે આપણું સાંભળે કોણ ?

સુમિત્રા: તમે ભાષણ ઘેર જઇને કરજો. છોકરાંને એકલાં મુકી આવ્યાં છીએ એ જાણો છોને !

માણેક: તમે બધાં પણ એમને ગુનેહગાર માનો છો ?

રણજીતલાલ: એમાં દલીલ કર્યાથી કે વાદવિવાદ કર્યાથી શો ફાયદો ?

ચંદ્રબાલા: માણેકબ્હેન, અમે જઇશું. ભગવાન સૌ સારાં વાના કરશે.

રતન: (ધીમેથી) હવે ડાહ્યાં નહીં થાઓને. મુંગાં મુંગાં ચાલ્યાં જાઓને.

રણજીતલાલ: સંસાર એ માયા છે. એમાં સ્નેહને સ્થાનજ નથી.

પહેલો અમલદાર: સર હેમચંદ ! હવે આવો છો ?

હેમચંદ: જરા–જરા હું મારા સોલીસીટરને ફોન કરી લઉં.

બીજો અમલદાર: હા ખુશીથી કરો.

માણેક: પણ તમે–તમે એકલા જશો ? બન્ને ભત્રીજાઓ પણ બહાર ગયા છે. હું આવું ? આટલા બધામાંથી કોઇ તમારી સાથે આવવાને પણ તૈયાર નથી.

હેમચંદ: હવે એ બધા તરફ જોવું એ આપણી મુર્ખાઇજ કહેવાય. આ અનુભવ પણ ઠીક થયો. પણ—હા—એક વાત યાદ આવી. ભાઇ પુનમચંદ !

પુનમચંદ: (કચવાઇને) શું ?

રતન: (ધીમેથી) કયારની હું કહ્યા કરૂં છું કે ચાલો, પણ ખસતાજ નથી. લ્યો હવે તમે પણ સાથે ઝાંઝરીયાં પહેરજો.

હેમચંદ: આપણે પેલા સુંથલપુરના શેરોમાં હવે કસ રહ્યો નથી. એને કાઢી નાંખજો.

પુનમચંદ: હા અ—ઠીક છે. જોઇશ.

(બધાં વ્યગ્ર ચિત્તે કૈંક શરમાઇને જવા જાય છે. ત્યાં પોલીસ અમલદારો પોતાના મોં ઉપરના વેશ કાઢીને ફેંકી દે છે અને મોટેથી હસી પડે છે.)

માણેક: (આનંદથી ગાંડી જેવી થઇને) કોણ તમે—કોણ ? શરત અને વિનોદ !

વિનોદ: માફ કરજો કાકી, પણ અમે સ્હેજ મશ્કરી કરવા ધારેલી તેમાં વાત આટલી વધી જશે એમ અમે ધારેલું નહીં.

હેમચંદ: (ગુસ્સાથી) મુર્ખાઓ! આટલી હદ સુધીની મશ્કરી હોય? મારું તો ઠીક પણ તમારી કાકીને કેવું થઇ ગયું હતું તે તમે જોયું નહીં? (કંઇક વિચાર આવતાં શાંત પડી જઇને) પણ હશે! મારા નસીબમાં મારે આ પણ જોવાનું હશે. સ્નેહિઓને એમના ખરા સ્વરૂપમાં જોવાનો વખત પણ મને મળ્યો. (વળી થોડો વિચાર કરીને) ખયર! બધાં ગમે તેવાં હો પણ હું એથી શા માટે બદલાઉં? ગમે તેવાં ઉપકારથી એ લોકોના ચારિત્ર્ય બદલાય નહીં તો મારે મારૂં ચારિત્ર્ય શા માટે બદલવું? (સ્વસ્થતાથી) કેમ? બહેનો જશો? ભાઇઓ તમે પણ ચાલ્યા? ધરમશી! હીરાલાલ! પુનમચંદ! રણજીતલાલ!

(બધાં શરમાઇ જાય છે. થોડીવાર કોઇથી ઉત્તર અપાતો નથી.)

હીરાલાલ: (હસવાનો દંભ કરીને) હા હા હા! સર કાકા! તમે મને તો આગ્રહ કરવાજ નહીં. આપણે તો તમે જરાક કહેશો તો અહીંજ ધામા નાંખી દઇશું. કાકાનું ઘર પારકું હોય? બ્લોકનું ભાડું ઉતારી નાખું? (બધાં થોડુંક હસે છે.)

ધરમશી, પુનમચંદ વગેરે: ના ના, સર સાહેબ, આજે તો જઇશું. વળી બીજે કોઈ દિવસે; અમે આપની સેવામાં જ્યારે બોલાવો ત્યારે હાજરજ છીએને.

હેમચંદ: હા હા, કંઈ નહીં. આવજો હોં ભાઇઓ. પુનમચંદ! હું કાલે કદાચ મોડો આવું તો પેલા શેરનું–

પુનમચંદ: આપની આજ્ઞા થઇ એટલે ખલાસ પછી બીજી વાર કહેવાનું હોયજ નહીં.

રતન: માણેક બહેન, જઇએ છીએ.

માણેક: આવજો બહેનો હોં! અમે તો જુના જમાનાનાં રહ્યાં એટલે જરા ખામી રહી ગઇ હોય તો માફ કરજો હોં.

(બધાં હસે છે. હીરાલાલ બહુ મોટેથી હસે છે. બધાં ધીમે ધીમે જાય છે.)




"ભાઇ, દાકતર આવ્યા !" પંદરેક વર્ષની સુરમાએ ધાંટો પાડ્યો.

"હેં, આવો આવો દાકતર સાહેબ, આવો." સુરમાના બાપ રમણલાલ અરધી હજામતે દાકતર સાહેબને આવકાર આપવા દોડ્યા. "દાદાને માટે બોલાવ્યા છે. ખાસ લાગતું તો કૈં નથી પણ હમણા હમણા કૈં બેચેન જણાય છે."

રમણલાલ સાધારણ પગારની નોકરી કરતો હતો. તેમના પત્ની ચંદાબહેન ઘરમાં નાયક પદવી ધરાવતાં હતાં. તેમની પુત્રી સુરમા અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હતી. પુત્ર સુરેશચંદ્ર બી.એ થઇને કોઇ નોકરીમાં જોડાયો હતો અને સારી કન્યા મળે લગ્ન કરવાની ગોઠવણમાં હતો. તે સિવાય નાનો કાંતુ સાતેક વર્ષનો અને સુલતા અગીઆર વર્ષની. આટલાં રમણલાલના કુટુંબના માણસો.

દાદા એટલે ચંદાબહેનના બાપ: આશરે સાઠેક વર્ષના બાંધી દડીના રીટાયર્ડ માણસ અને પાસે લાખ દોઢ લાખનો જીવ એટલે

રમણલાલના ઘરના સૂર્યજ દાદા ગણાતા. દાદાને સંતાનમાં એકજ છોકરી હતી અને તે આ ચંદાબહેન. ચંદાબહેનની માની વ્યુહરચનાથી અને એમના મરી ગયા પછી ચંદાબહેનની પોતાની અનેક ચાતુર્યભરી યોજનાથી દાદાનો સ્નેહ પોતાના ભત્રીજાઓ વગેરે સગાં સંબંધી તરફ વળવાજ પામ્યો નહતો. અલબત્ત, મનુષ્યના ચારિત્રની પુરેપુરી ખબર કોઇનેજ નથી હોતી. કૈં વખતે અમુક માણસ શું કરશે એની કોઇ ખાત્રીપૂર્વક અટકળ કરી શક્યું નથી. એટલે દાદાને ચંદાબહેનેજ હમેશના જીતી લીધા છે એમ એમના બીજાં સગાવહાલાંઓ માનતાંજ ન હતાં અને તેમના હુમલાઓ જુદી જુદી રીતે ચાલુજ હતા. તેજ પ્રમાણે ચંદાબહેન પણ સંપૂર્ણ વિજય મળ્યો હોય તેમ ઉંઘમાં અને વધુ પડતા વિશ્વાસમાં રહેતાં ન હતાં. તે, તેમના પતિ અને છોકરાઓ ચોવીસે કલાક દાદાની આસપાસ ફર્યાજ કરતાં હતાં.

દાદા પોતે પોતાની સત્તા સમજતા હતા એટલે ચાહે તેમ નવાબી ભોગવતા હતા. કોઇક કોઇક વાર આ આકરા ચોકી પહેરાથી કંટાળતા પણ હતા. પણ નવાબી ભોગવવી જેટલી સહેલી હતી તેટલી સહેલાઇથી આ ચોકી પહેરા વટાવવાનું કામ થઇ શકે તેમ ન હતું.

દાક્તર દાદાના ઓરડામાં દાખલ થયા. **દાદા જાડા અને પોચા ગાદી તકીએ અઢેલી હુક્કાનો દમ ખેંચતા હતા.** પૈસાદાર અને ગરીબ દર્દીઓ વચ્ચેનો તફાવત દાક્તરો બહુ સારી રીતે જાણે છે—એમણે જાણવોજ જોઇએ. દાક્તર સારી રીતે જાણતા હતા કે દાદા એક ફર્સ્ટ કલાસ દર્દી છે એટલે એમણે બહુજ સંભાળથી સ્ટેથોસ્કોપ વડે દાદાના જુદા જુદા અવયવો તપાસ્યા: જીભ જોઈ, આંગળાંના નખ જોયા, આંખ જોઇ અને પછી બોલ્યા, "દાદા ! ખાસ કૈંજ નથી, થોડા દિવસ દવા આપશું એટલે ઑલ-

રાઇટ ! હેંહેંહેં ! તમારી ઉંમરે અમે પહોંચશું ત્યારે તો કોણ જાણે અમારા કેવાય હાલ થશે! હાહાહા! ચાલો, સાહેબ, બીજું કૈં કહેવાનું છે? અમારા દાક્તરોના તે કૈં અવતાર છે–કુતરાથીય ભુંડા ! સાહેબજી, માણસને મોકલાવજો દવા લઇ આવવા.”

દાક્તર બહાર નીકળ્યા. રમણલાલ, ચંદાબહેન, સુરેશ, સુરમા વગેરે દાક્તરની આસપાસ ટોળું વળી ગયાં. દાદા ધપી જાય અને તેમના વીલમાં પાછળથી ઘોંટાળો નીકળે એના કરતાં જીવતા દાદા એ વધુ સારા અને લાભકારક એવું સત્ય રમણલાલના કુટુંબે સ્વીકારી લીધું હતું.

“કેમ દાક્તર સાહેબ, કેમ છે ? શું છે ? કૈં ગભરાવા જેવું તો નથી ને ?” પ્રશ્નોની પરંપરા બધાં તરફથી છુટી.

“નારે ના, ‘જનરલ ડેબીલીટી’ બીજું કૈં જ નથી, દવા પીશે એટલે આરામ થઈ જશે રે. બાકી તો એમને જેમ બને તેમ આનંદમાં રાખવા જોઇએ. સાહેબજી,” દાક્તર ફી લઇને ચાલ્યા ગયા. રમણલાલના કુટુંબના દરેક દરેક સભ્યે દાદાને કેમ આનંદમાં રાખવા એ વિચાર કરવા માંડ્યો.

‘તમને બધાંને ભગવાને ભેજાં આપ્યાં છે કે ભુસું ? એક માણસને રાજી રાખી શકાતું નથી ?’ ચંદાબહેને પુત્ર અને પતિને ઉદ્દેશીને કહ્યું.

“બેઠા બેઠા હુક્કોજ ગગડાવ્યા કરે તો પછી એમને આનંદમાં તે કેમ રખાય ?” રમણલાલે કચવાઇને કહ્યું.

“હવે તો હું એમની આગળ નાચું તો છે! બીજું બધું તો કરી છુટ્યો.” દરરોજ થાક્યો પાક્યો નોકરીથી આવીને સુરેશને દાદાની તહેનાતમાં રહેવું પડતું હતું. મુંબાઇથી બહારગામ જાય તે વખતે ડોલાણા મુકવા જઇને રાતના સાડાદસ અગીઆર વાગે ટીપાતા ઘેર આવવું પડે અને દાદા પાછા આવવાના હોય ત્યારે

સવારે સાડા ચારે ઉઠીને પરાની લોકલો પકડવા દોડવું પડે. આવી સ્થિતિમાં સુરેશ જરા ફફડીને બોલ્યો.

"સુરેશભાઈ, તમે અને દાદા બંને સાથે નાચો." મુંબઇની સ્કુલોનો પાશ લાગવાથી સુરમાની જીભ જરાક છુટથી ચાલતી હતી.

"તમને ન ગમતા હોય તો દાદાને કાઢી મુકો. મારે તો એમના પૈસા છાતીએ બાંધી જવા નથી." ચંદાબહેન આટલું બબડીને ઘરના કામકાજમાં રોકાયાં.

દાદાની તબીયત નબળી ચાલે છે એમ જાણવામાં આવતાંજ બહારની જુદી જુદી ફોજોએ હુમલા કર્યા. જ્યાં જ્યાં એ સગાંઓ રહેતાં હતાં ત્યાંની હવા સારા હિંદુસ્થાનમાં સારી છે એ પ્રમાણે પત્રદ્વારા દાદાને જણાવવામાં આવ્યું. જાત્રાએ જવાથી તંદુરસ્તી વધે છે એમ કેટલાકોએ જણાવ્યું અને એમાં પોતે સાથે આવવા તૈયાર છે એવી પણ સુચનાઓ અમુક સગાઓ તરફથી થઇ. પણ દાદા એકના ચોકી પહેરામાંથી છુટીને બીજાના ચોકી પહેરામાં જવા સહેલાઇથી તૈયાર થાય એમ ન હતું; કદાચ હોલામાંથી નીકળીને ચુલામાં પડવા જેવું થાય તો ?

આ તરફ રમણલાલના કુટુંબે જુદા જુદા ઉપાયો યોજ્યા. નાટક, સીનેમેટોગ્રાફમાં દાદાને લઇ જવાનું કર્યું પણ દાદાને એમાં ઝાઝો રસ પડયો નહીં. સુરમા અને સુરેશે સંગીતની પ્રસાદી તેમને રાત રાતના ચખાડવા માંડી પણ દાદા સંગીતમાં સહેજસાજ જ્ઞાન ધરાવતા હતા એટલે એમણે આ બે જણનું સંગીત સાંભળવાની ચોખ્ખી ના પાડી. કાંતુ અને સુલતાના લાડભર્યાં વર્તનથી દાદા આનંદમાં આવવાને બદલે ચીઢાવા લાગ્યા. જેમ જેમ રમણલાલના કુટુંબીજનોએ દાદાની બરદાસ્ત વધુ કરવા માંડી તેમ તેમ દાદા વધુ ચીઢાઉ બનતા ગયા. સવારે ચાહની સાથે મગજનો લાડુ, જમતી વખતે બાર પંદર રોટલી સાથે તેજ પ્રમાણમાં બીજી બધી

રસોઇ, બપોરે ચાહ સાથે કૈંક ખાવાનું અને રાતના આઠ દસ રોટલી અને મોટું છાલીયું ભરીને દુધ દાદા લેતા અને છતાં પોતાને મંદાગ્નિનું દર્દ લાગુ પડ્યું છે એમ ફરિયાદ કરતા. દરેક ટંક જમતી વખતે ચંપાબહેનને કૈં ને કૈં બહાને સખત ખાસડાં પડતાં.

આ વિચિત્ર વ્યાધિની સામા રમણલાલ વગેરેએ અનેક પ્રયાસો કર્યા પણ વ્યર્થ ગયા. સુરેશ અને સુરમાએ તો પોતાનો કંટાળો જાહેરમાં પણ કોઇક વાર જણાવવા માંડયો હતો પણ ચંદાબહેન આ જાતની પ્રવૃત્તિને પોતાના પોલાદી મુક્કાની રાજ્યનીતિથી એકદમ દબાવી દેતાં હતાં. રમણલાલને તો છેક નાનપણમાંથીજ હુકમો ઉઠાવવાની ટેવ પડેલી એટલે દાદાના બે ખાસડાં વધુ કે ઓછાંની તેને બહુ લાગણી ન હતી.

એક વખત દાદા હુકો ગગડાવતા બેઠા હતા. રમણલાલ થોડી થોડી વારે ચલમનો દેવતા જળતો રાખવા ફુંકો મારતા હતા. દીવાળી પ્રસંગે દાદા પાસે કેટલા રૂપિયા કઢાવી શકાશે એની ગણત્રી કરતાં પોતાના છોકરાંઓને દાદા સાંભળે તેમ લડાવતાં હતાં.

" કાંતુ, આ વખતે દીવાળી ઉપર દાદા પાસે તારે શું લેવું છે ?" ચંદાબહેન બોલ્યાં.

" મારે તો સાઇકલ જોઇએ છીએ." કાંતુ લાડીને બોલ્યો.

" આપણે તો એક સરસ સાડી લેવી છે " સુરમા બોલી.

" અને તમારે શું જોઇએ છીએ ?" ચંદાબહેને પોતાના સ્થૂલ શરીરે જેટલો અભિનય થઇ શકે તેટલો કરતાં પતિને સંબોધીને કહ્યું.

" હેં હેં હેં ! હવે આ ઉમ્મરે આપણને તો શું ?" રમણલાલ બોલ્યો.

" તમે હજી ઘરડા શેના થયા," ચંદાબહેન બોલ્યાં " અને

સસરાજી આગળ તો જમાઇ નાનાજ ગણાય ને ”

“ મને તો એમ થાય છે કે આ સાંતાક્રુઝ છોડીને હવા ફેર જાઉં તો ફાયદો થાય ખરો અને મને ગમે પણ ખરૂં.” આ બધી વાતના જવાબમાં દાદા બોલ્યા.

ક્ષણ ભર તો બધાં સ્તબ્ધજ થઇ ગયાં. હવા ફેર એટલે બીજાં સગાંઓને ત્યાં એમ જો ગણાતું હોય તો તો અહિં ભોગજ મળે. પણ રમણલાલે સમયસૂચકતા વાપરી. “ હા, એમાં શું ! ચાલોને લાનોલી જઈ આવીએ.”

ચંદાબહેનને એકવાર પોતાના ધણી માટે માન આવ્યું. “હા આ ! એ ઠીક પડશે. તમે એક મહીનાની રજા લઇ લ્યો. ધણી ચઢાવી મૂકી છે અને એક નાના પોરીઆને ભટ તરીકે લઈ ગયા એટલે બસ. કેમ, ખરૂં ને !”

“ એવા પોરીઆની રસોઇ ખવડાવવા મને લાનોલી ધકેલવો હોય તો મારે જવાની ઇચ્છા નથી. ભુખે મરવાથી તબીયત સારી રહેતી હશે !” દાદાએ કહ્યું અને હુકાનો એક દમ લગાવ્યો.

“ આપણી વિજુ બહેનને સાથે લઇ જાઓને,” પોતાના પિતાથી પોતાની સમયસૂચકતા કોઇ રીતે ઉતરતી નથી એમ બતાવવાનો પ્રયાસ કરતાં સુરેશ બોલી ઉઠ્યો. “ વિજુબહેનના જેવી રસોઇ આપણી ન્યાતમાં તો કોઈ કરી શકતું નથી અને વળી સ્વભાવ પણ કેવો આનંદી !”

બોલતાં તો બોલ્યો પણ વખાણ કૈંક વધુ પડતાં થયાં એમ એને તરત લાગ્યું. ચંદાબહેન અને સુરમાના નાકનાં ટીચકાં ચઢયાં અને ભમર ખેંચાણી. એ તે જોઇ શક્યો પણ છુટેલું તીર કોનાથી પાછું ખેંચાયું છે ?

વિજુબેહન રમણલાલના મોસાળીયાંમાં એક માબાપ વગરની છોકરી હતી અને ઉમરમાં પચીસેક વર્ષની થઇ છતાં હજી કોઇ

યોગ્ય કે અયોગ્ય ધણી મળી શક્યો નહતો. ધણીની શોધ પણ કોણ કરે ? કારણકે પતિની શોધ કરનારને સાથેજ એના લગ્ન ખર્ચનો બોજો આવી પડે તેમ હતું. વિજયા ઉપર ખાસ સૌંદર્ય દેવીએ કૃપા કરી ન હતી. એટલુંજ નહીં પણ સારી જેવી અકૃપા બતાવી હતી એમ કહીએ તોપણ ચાલે. પણ શરીરે સશક્ત, ઠીકઠાક ભણેલી અને મધુર કંઠે ગરબા ગાઇ શકે, ભજનો ગાઇ શકે એટલું તો હતું.

"રસોઈ બહુ સારી તો સમજ્યા પણ હવે કામકાજમાં છેક ખોટી નથી." ચંદ્રાબહેન બોલ્યાં. "દાદાને ભટ પસંદ નજ હોય તો પછી એનેજ બોલાવવી પડશે. કારણકે મારાથી હમણા કેમ લાનોલી જવાય ?"

દાદાની ગેરહાજરીમાં ચંદ્રાબહેને સુરેશનો ઝાડીઓ કાઢયો. "તું પોતે એમ સંમજે છે કે તને બહુ અક્કલ છે."

સુરેશે જવાબ નહીં આપ્યો.

"વિજુબહેન, વિજુબહેન કરી રહ્યો છે તે એતે એવી કે તારી નજીકની સગી છે! બે બહેન ઘરમાં છે એનો તો ભાવ પુછતો નથી." ચંદ્રાબહેને આગળ ચલાવ્યું.

સુરમાએ ભાઈની સામા આંખ પટપટાવી. પણ સુરેશ પોતે સારૂં કરવા ગયો એમાં પરિણામે આમ સરપાવ મળે એથી તપી ગયો હતો. એથી એ બોલ્યો. "પણ પેલા ડોસાને હવાફેર જવું, તમારાથી જવાય નહીં, અને પેલાથી ભટની રસોઈ ખવાય નહીં તો મારી સૂચના શી ખોટી હતી ?"

"ડોસા અને ડોસલા કહો છો ત્યારે એતું ચાટો છો શું કરવા ?" ચંદ્રાબહેને હુમલાની રીત બદલી. સુરેશે જોયું કે આમાં સામો બચાવ થઇ શકે તેમ નથી એટલે એણે કૈંક બહાનું કાઢીને ત્યાંથી રૂખસત લીધી.

વસ્તુસ્થિતિ જોતાં વિજુંબહેનને બોલાવ્યા વિના બીજો છુટકો

નહતો. ડોસા કોઇક બીજા સગા સાથે હવાફેર જાય તો તો મામલો ખતમજ થઇ જાય. વિજુબહેન એક ભાંગીતુટી ટ્રંક સાથે હાજર થઇ ગયાં. રમણલાલ, દાદા અને વિજુબહેન લાનોલી તરફ કુચ કરી ગયાં. જતી વખતે પણ રમણલાલને ચંદાબહેન તરફથી દાદાનું દરેક શત્રુ સામા રક્ષણ કરવા માટે અનેક બેમુલી સૂચનાઓ મળી ગઇ હતી. પણ વિધિનું ધાર્યું કોઇથી ફેરવાયું છે ?

લાનોલીનું સુરમ્ય વાતાવરણ. સવાર સાંઝ ટેકરાઓ અને ખીણમાં ત્રણે જણ ફરવા જાય. રમણલાલને ચાલવા પ્રત્યે મુળથીજ અણગમો. પરિણામે દાદા અને વિજુબ્હેન ચાર ચાર પાંચ પાંચ માઇલ ચાલે. રમણલાલ ઘર પાસેના એક ગરનાળાં પાસે બેસી સેક્સ્ટન બ્લેઇક કે ગુજરાતના પાના ફેરવ્યા કરે. ચંદાબ્હેનના સોમાં ભાગ જેટલું પણ લશ્કરી કૌશલ્ય રમણલાલનામાં નહીં એટલે દાદાની પ્રકૃતિમાં પડતો જતો ફેર રમણલાલના હૃદયમાં વ્યથા ઉત્પન્ન કરવાને આનંદ ઉપજાવવા લાગ્યો. ગમે તે બહાને રમણલાલને લાનોલીમાં ઘરના કરતાં વધુ સ્વતંત્રતા હતી એટલે પણ તે કૈંક પોતાની ફરજમાં બેદરકાર બન્યો.

દાદાને ફરવાનો જબરો ચડસ લાગ્યો હતો. રસોઇ જમતી વખતે પણ તેઓ પુર બહારમાં જણાતા હતા અને રાતે વાળુ કર્યા પછી વિજુબહેનનાં થોડાંક ગીત ગવાય જ એ પ્રથા પડી ગઈ હતી. કોઇ કોઇ વખત તો દાદા પણ " મને ભુલી ગયો છે મારો છેલડો રે " અને " કોઇ રબકી મરજી ક્યા જાને " ના સુરતના સરજન જુના ગીતો લલકારવા મંડી પડતા હતાં. ટુંકામાં કહીએ તો લાનોલીમાં આ ત્રણ આત્માની ત્રિપુટિએ નાનું સરખું સ્વર્ગ સ્થાપી દીધું હતું પણ દરેક બાબતનો અંત તો હોય છેજ. રમણલાલના કાગળોમાં દાદાની સુધરતી જતી તબીયતના સમાચાર વાંચી ચંદાબહેનની ચતુર બુદ્ધિને દાળમાં કૈં કાળું જણાયું. રમણલાલ

જેવા તદ્દન સાધારણ સેનાપતિના હાથમાં વધુવાર બાજી રહેવા દેવી એ તેને અનિષ્ટ લાગ્યું. પોતાના ચાર છોકરાંઓને ખાવાને માટે ગમે તે ગોઠવણ કરી ચંદ્રાબહેન યુદ્ધને મોખરે પહોંચી ગયાં. થોડી-વારમાં તેમને જણાયું કે રમણલાલે પોતાની ફરજ બહુ ખરાબ રીતે અદા કરી હતી. લાનોલી ગયા પછી બે ત્રણ દિવસમાંજ તેમણે વિજુબહેનને મુંબઇ મોકલવાનો દિવસ નક્કી કરી નાંખ્યો અને બોરીબંદરના સ્ટેશને સુરેશ એમને તેડવા આવશે એમ પણ યોજના નક્કી કરી નાંખી.

ચંદ્રાબહેનને ભય હતો કે કદાચ દાદા આ પ્રબંધની સામા થશે તો મોટી મુસ્કેલી ઉભી થશે. પણ દાદા તો શ્રી કે કૃષ્ણ કૈં બોલ્યા જ નહીં. મુકરર કરેલા સમયે વિજુબહેનને માટે ટાંગો આવી પહોંચ્યો. દાદા તો કોઇ ઠેકાણે ફરવા નીકળી પડયા હતા એટલે ચંદ્રાબહેન નિશ્ચિંત હતાં અને રમણલાલ વિજુબહેનને સ્ટેશન સુધી મુકી આવવા ટાંગામાં ચઢી બેઠા. વિજ્યા પણ આ પ્રમાણે લાનોલીથી અચાનક પાછા જવું પડયું છતાં દિલગીર જણાતી નહતી એથી ચંદ્રાગવરીને જરા આશ્ચર્ય તો થયું પણ "ગમે તેમ તોય છોકરી ! એ શું સમજે ?" કરીને એમણે એ બાબત ઝાઝું ધ્યાન આપ્યું નહિં.

રમણલાલ પાછા ઘેર આવ્યા.

"કેમ ? વિજ્યાને બરાબર બેસાડીને ? ચાલો કાશ ગઇ. તમે તો હું આવી ન હોત તો નખ્ખોદ વાળી નાંખત." ચંદ્રાગવરી પોતાની યુદ્ધ કૌશલ્યથી પોતેજ ખુશ થતી બોલી.

તરત જવાબ નહીં મળ્યો પણ પછી ગદ્ગદ કંઠે રમણલાલ બોલ્યો; "અને હવે નખ્ખોદ નહીં વળ્યું ?"

રમણલાલના મુખ ઉપર ભાવો જોઇને અને તેનો જવાબ સાંભળીને ચંદ્રાગવરી ચોંકી. સફાળી તે બોલી ઉઠી "હેં ! શું થયું ? વાત તો કરો. આમ ઘુવડની માફક જોયા શું કરો છો ?"

"હવે ધાંટા નહીં પાડ. વાત કરૂં પણ તું મને કહેવા દે ત્યારેને. હું વિજુને લઇને સ્ટેશને ગયો ત્યાં તારો બાપ તો ઉભે-લોજ. મને તતડાવવા બેઠો કે જુવાન છોકરીને એકલી મુંબઈ મોક-લતાં કે વિચાર પણ નથી આવતો ?" રમણલાલે ચલાવ્યું.

"તે કોણ એને રસ્તામાં ખાઇ જવાનું હતું ? પાછી ખુબ-સુરતીની પુતળી ખરી કેની !" ચંદાગવરીએ તડકો કર્યો.

"તું પુરૂં સાંભળી તો લે. પછી જેને જેટલી ગાળ દેવી હોય તેટલી દીધા કરજે. હું મુંગો મુંગો વિજુને માટે થર્ડક્લાસની ટીકીટ લેવા જતો હતો એટલામાં એ ડોસાએ મને કહ્યું કે બે સેંકડ કલાસની ટીકીટો એમણે લઇ પણ લીધી હતી અને પોતેજ એને મુકવા મુંબઇ સુધી જવાના હતા. ત્યાં કોઇ દાક્તરને કન્સલ્ટ કરવો છે એવું તો કૈં એ બકતો હતો. પછી હું તે શું કરૂં ? ખાસ્સાં બંને સેકંડ કલાસમાં ચઢી બેઠાં અને ટ્રેન ઉપડી ગઇ !" રમણલાલે પોતાનું બોલવાનું પુરૂં કર્યું.

સુરેશના પત્રથી કૈંક વધુ ખબર મળી દાદા—ડોસો—ડોસલો વિજુને મુંબઈ સુધી મુકી આવીને સંતોષ નહીં પામ્યા પણ મુંબ-ઈમાંથી ઘણી ખરીદી કરીને ઠેઠ સુરત સુધી મુકવા ગયા. થોડા દિવસમાં દાદાનો કાગળ આવ્યોઃ પછીનીજ લગ્નસરામાં દાદા વિજ્યા જોડે લગ્નગાંઠથી જોડાવવાના હતા અને બહેન ચંદા તથા બધાં છોકરાંઓને વેળાસર આવી પહોંચવાને માટે ખાસ આગ્રહ કરવામાં આવ્યો હતો !






"બા ?" બાનો સૌથી નાનો છોકરો વિનાયક કૈંક વ્યગ્ર થતો હિંમત કરીને બોલી ઉઠયો.

"કેમ ? દિકરા!" બાએ સ્નેહથી ઉભરાતા અવાજે પુછયું.

"ના, બીજું કૈં નહીં, પણ–પણ આજે–આજે ઉર્મિલા અહિં રહેવા આવવાની છે." ઝડપથી આટલા શબ્દો બોલી વિનાયક દાદર ચઢીને પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

"વિનુ, તેં મને કહ્યું હોત તો હું જ કહેવડાવતને—" બોલતાં બોલતાં બાનો અવાજ ધ્રૂજ્યો–તીવ્ર દુઃખની લાગણી થઈ હોય એમ લાગ્યું પણ વિનાયક તો ચાલ્યો પણ ગયો હતો એટલે બધું બોલવું નિરર્થક હતું એમ જાણી બા ચૂપ રહ્યાં પણ હૃદયમાંથી આઘાત નહિ ગયો.

× × ×

બાને ત્રણ છોકરા: સૌથી મોટા ધીરજલાલ, વચલો રમણલાલ અને સૌથી નાનો વિનાયક. એ ત્રણ છોકરા નાના હતા તે વખતે બાના પતિ ગુજરી ગયા હતા. બાએ ત્રણે છોકરાને એકલે હાથે

ઉછેર્યા અને ઉત્તમ કેળવણી પણ આપી. માને છોકરાઓ પ્રત્યે પ્રેમ તો હોયજ એમાં પતિ તરફનો પ્રેમ પણ પુત્રો તરફ ઢળ્યો. સારાં જગતમાં બાને આ ત્રણ પુત્રો સિવાય બીજું કોઇ નહીં એટલે બાએ પોતાનું આખું હૃદય એમને દઇ દીધું. ધીરજલાલ ગ્રેજ્યુએટ થયો અને તરતજ મુંબાઇમાં રેલ્વેની ઑફીસમાં એને સારી જગ્યા મળી- સુરતનું ઘર ઉઠાવી મુંબાઇજ બધાં સાથે રહીએ એ હોંશ બાના હૃદયમાં જન્મી. ડરતાં ડરતાં એણે એ હોંશ ધીરજલાલ અને રતનવહુને કહી પણ ખરી.

"બે ઘરનો ખર્ચ કર્યા કરવો એ પણ ઠીક નહીં," બાએ કહેલું. "અને–અને ધીરૂ ! હું સાથે હોઉં તો તારે સંસારની બીજી કોઈ જંજાળ નહીં રહે. કેમ, રતનવહુ !"

રતનવહુ શાંત રહ્યાં. સાસુની વાતમાં ટાપશી એણે પુરી નહીં. ધીરજલાલ પણ કચવાયા હોય એમ લાગ્યું. થોડીવારે એણે પત્નીની સામાં જોયું. પણ એ ઉંડા, ઘેરાં પાણીથી ભરેલાં સરોવર જેવા વદન ઉંપરથી કોઇપણ જાતની પ્રેરણા મળી નહીં. બાની સ્નેહભૂખી આંખ તરફ તો ધીરજલાલથી મીટ માડવાની પણ હિંમત કરાઈ નહીં.

"ઠીક છે, જોઇશું," આખરે ધીરજલાલ બોલ્યો. "હમણા તો કૈં નથી. હું જઇને જરા મુંબાઈ ગોઠવાઉં તો ખરો."

વાત એકદમ અટકી પડી. બાથી કૈં વધુ બોલાયું નહીં. ધીરજલાલ નોકરી લે તે પછી કુટુંબે સાથે રહીને શું શું કરવું એ વિશેના બાએ મનમાં ને મનમાં કૈં કૈં ચોક પૂર્યા હતા. પરંતુ એ પ્રસંગ પ્રાપ્ત થતાંજ, એક ક્ષણમાં એ બધું ઉડી ગયું. છતાં બાએ એ આશા છેક નહીં મુકી. હજી મુંબાઇ જતાં ધીરજલાલ અને એની પત્નીને વાર હતી એ દરમિયાન બાએ આડકતરી રીતે એમની અનેક પ્રકારે ખુશામત કરી. બાના વહાલસોયાં હૈયાંએ હદ વિનાનું વહાલ એમના ઉપર ઠાલવ્યું. પણ જમાનો બદલાતો જતો

હતો. ‘ સાસુ ’ જાતના ભયંકર પ્રાણીએ ‘ વહુ ’ નામના પ્રમાણમાં નિર્બળ પ્રાણી ઉપર અનેક વર્ષો સુધી, અનેક પેઢી સુધી, દારુણ દુઃખ વરસાવ્યાં હતાં એટલે સાસુ વર્ગમાં બા જેવાં અપવાદ હોય છે એ સત્યનું ધીરજલાલ તેમજ રતનવહુને ભાન થયું નહીં. રશિયાનો ઝાર પોતે ખરાબ માણસ ન હતો પણ ‘ ઝાર ’ની સંસ્થા ખરાબ હતી. એટલે એના જેવા સારા માણસનું બલિદાન પણ આપવામાં આવ્યું.

બા સાસુ વર્ગમાં આવી શકે એમ નહતું છતાં પણ આગલી પેઢીઓના પાપ, અન્ય સાસુઓના જુલમોનું પ્રાયશ્ચિત બાને કરવું પડયું. બાના બધાય સારા ગુણ, બાના વહાલ, બાના મોંની મીઠાશ આ સર્વ બાહ્યાડંબર છે અને ઉંદરને મારતા પહેલાં બિલાડી રમત રમે છે તેવી રમત છે એવું જાણ્યે અજાણ્યે પણ ધીરજલાલ અને તેના પત્નીને થયું. ‘ સ્વતંત્રતા ’ શબ્દજ માણસોને એવો ભુરકી નાંખનાર છે કે એને લઇને આવી પડતાં અનેક દુઃખોનો કોઈ વિચારજ કરતું નથી. માનવ જીવનમાં, કૌટુંબિક જીવનમાં દરેક પ્રસંગે સ્વતંત્રતા સુખદાયક છે એમ નથી છતાં પણ સ્વતંત્ર થવું એ દરેક મનુષ્યનો જીવનસિદ્ધ હક્ક છે. એ સિદ્ધાંતની જડ બહુ ઉંડી છે. જે વસ્તુસ્થિતિ હોય તે વસ્તુસ્થિતિ બહુજ સારી હોય, અનેક પ્રકારે સરલતાવાળી અને સંતોષકારક હોય છતાં એમાંથી છુટીને કોઈક જુદીજ વસ્તુસ્થિતિ વધુ સારીજ હશે, વધુ સરલતાવાળી અને સંતોષકારક થશેજ એ મનોદશા મનુષ્યો છોડી શકતાં નથી.

ધીરજલાલના કુંવારા જીવનમાં તેમજ ટુંક પરણેલા જીવનમાં એણે કોઇપણ પ્રકારની સાંસારિક વ્યથા અનુભવી ન હતી. બા તરફથી કે ભાઇઓ તરફથી એને કે રતનવહુને કોઇપણ પ્રકારના ક્લેશનું કારણ મળ્યું ન હતું. છતાં મુંબાઇ જવાનો પ્રસંગ ઉભો થતાં એ પતિપત્નીના હૃદયમાં એક તરફથી ‘સાસુ’ની ભયંકર

આકૃતિ ખડી થઇ અને બીજી તરફથી સ્વતંત્રતાની દેવી કોઇ અવનવા આભુષણો અને અલંકારોથી સજ્જ થઈ તેમને આકર્ષવા લાગી.

ધીરજલાલ અને રતનવહુ મુંબાઇ ગયાં. બા અને બીજા બે પુત્રો સુરતજ રહ્યાં. બાનું હૃદય હજી પરાજય કબુલ કરી શક્યું નહોતું. મુંબાઈમાં એ વરવહુને બાની ગૃહવ્યવસ્થા, મીઠાશ, ગમે તેવાં અશાંતિ ઉપજાવનાર પ્રસંગોને પણ કુનેહથી નભાવી લેવાની શક્તિ, વગેરેની ગેરહાજરી સાલ્યા વગર નહીં રહે એવું એ ભોળી સ્ત્રીને લાગ્યા કરતું. પણ જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ આશા નષ્ટ થતી ગઇ. મુંબાઇથી કાગળો આવતા તેમાં મુંબાઇના હવાપાણી ખરાબ છે, જગ્યાની તંગાશ પણ ઘણી અને છોકરાઓની કેળવણી ઘણી ખર્ચાળ એવી બાબતો સારા પ્રમાણમાં જણાવવામાં આવતી. ધીમે ધીમે આ બાબતો વારંવાર વાંચ્યાથી બાને તેમજ બે પુત્રોને પણ ભાન થયું કે હવે મુંબાઈની આશા રાખવી એ વ્યર્થ છે. એમણે એ વાતજ પડતી મુકી. બે પુત્રો તો યૌવનનાં તાનમાં સામાન્ય રીતે બને છે તેમ આ વાત—આ વેદના ભૂલીજ ગયા પણ બાંના હૃદયમાં થયેલ જખમ રૂઝાયો નહીં. ભવિષ્યમાં આવો પ્રસંગ પુનઃ ઉપસ્થિત નહીં થાય એટલા માટે બાએ પોતાના બે પુત્રો ઉપર વધુ સ્નેહ ઢોળ્યો. બાના મોંની મીઠાસ વધુ મીઠી થતી ગઇ, પુત્રો પ્રત્યે બાના હૈયાંની કુમળાશ વધુ કુમળી થતી ગઇ,

× × ×

બાના બીજા પુત્ર રમણલાલનું લગ્ન થયું. તેની પત્ની કમલા ઘેર પણ આવી. નવી વહુને અછો અછો કરવામાં અને નવા પરણેલાં પતિ–પત્નીના હૈયાં રીઝાવવામાં બાએ જરાએ કચાશ નહીં રાખી. રમણલાલને કેળવણી ખાતામાં નોકરી મળી અને શરૂઆતમાં સુરતમાંજ રહેવાનું થયું એટલે બાને પરમ સંતોષ થયો, સ્વર્ગ

બે વેંતજ ઓછું રહ્યું. ઘરનું નાનામાં નાનું કામ પણ બા જ કરી લેતાં હતાં. પણ સ્વર્ગ કોઇને સહ્યું સાંભળ્યું છે? રમણલાલની બદલી કામચલાઉ અમદાવાદ થઇ. અમદાવાદ જવાની તૈયારી રમણલાલ અને કમલા કરવા લાગ્યાં. બાએ બીતાં બીતાં સાથે જવાની ઇચ્છા દર્શાવી. વિનાયકની કેળવણી રમણલાલની આંખ નીચેજ અપાય તો સારૂં એવી દલીલ એમણે રજુ કરી. પણ કામચલાઉ ફેરબદલી થતાં આખું ઘર ઉપાડીને લઇ જવું એ આર્થિક દ્રષ્ટિએ મૂર્ખાઇ છે એમ રમણલાલે રહ્યું. વિનોદમાં રમણલાલે એમ પણ કહ્યું કે ધીરજલાલ અને પોતાની કેળવણી પણ બાનીજ આંખ આગળ થઇ હતીને !

પરિણામે રમણલાલ અને કમલા અમદાવાદ ઉપડી ગયાં. મોટા ઘરમાં બા અને વિનાયક એટલે ઘર ખાવા ધાવા લાગ્યું. કામચલાઉને બદલે જાથુકની નોકરીજ એ તરફની થઇ પણ બાને અને વિનાયકને તેડું આવ્યું નહીં. ધીરજલાલની પાસે તો ફરિયાદ કરવી એ નકામુંજ હતું અને પુત્રની ફરિયાદ કરવી એ વિચાર પણ બાના હેતાળ હૈયાંને ખરાબ લાગતો હતો. છતાં બા કોક વખત વિનાયક આગળ આ વાત બોલતી. વિનાયક પણ યુવાન હોઈ યુવાવસ્થામાં કુદરતી રહેતી સ્વાર્થ, અન્યના દુઃખ પ્રત્યે બેદરકારી વગેરે લાગણીઓથી રંગાયેલજ હતો. રમણલાલ અને કમલાના કાર્યથી એને ખાસ અસંતોષ થયો નહીં. એમણે કશો ગુન્હો કર્યો છે એમ તેની બુદ્ધિને જણાયું નહીં. બાને ચુપ રહ્યા વિના અન્ય માર્ગ નહતો.

મનુષ્ય વિચિત્ર પ્રકૃતિનું પ્રાણી છે. અન્ય પ્રાણિઓ એક વખત છેતરાય પણ બીજી વેળા એજ રીતે નહીં છેતરાય. મનુષ્ય એ બધાં પ્રાણીથી વધુ બુદ્ધિમાન હોઇ એકને એકજ રીતે અનેકવેળા છેતરાય છે; છતાં આશાવાદીજ હોય છે. યુવાવસ્થામાં એને ક્ષણભર તીવ્ર નિરાશા થાય છે પણ તરતજ એ જખમ રૂઝાય છે

અને નિરાશા આશામાં ફેરવાઇ જાય છે. વૃદ્ધોના નિરાશાના જખમ જલ્દી રૂઝાતા નથી છતાં આશા તો છોડાતી નથીજ.

બાએ પતિ ખોયો ત્યારે ત્રણ પુત્રો ઉપર આશા બાંધી. ધીરજલાલ અને રતનવહુ મુંઆઈ જતાં રહ્યાં ત્યારે બે પુત્રોને પોતાનો સ્નેહ આપ્યો. રમણલાલ અને કમલા અમદાવાદ જતાં બાને રહ્યો એકલો વિનાયક. વૃદ્ધોની કાળજી અને કંજુસાઇથી સંગ્રહેલ મમતા અને વાત્સલ્ય બાએ વિનાયક આગળ ધર્યાં. પણ યૌવનમદમાં ઘૂમતાં યુવક–યુવતીઓને એની કિંમત નથી, એની પરવાહ નથી, એની જરૂર પણ નથી. સામા સ્નેહીઓ તરફથી મમતા, સ્નેહ, વાત્સલ્ય વગેરેની ભેટ મેળવવાનો પોતાનો હક્ક છે એમ એઓ માને છે અને એ ભેટ સ્વીકારવાથી પોતે એ ભેટ ધરનાર મનુષ્યો ઉપર ઉપકાર કરે છે એવું ધારી લે છે.

થોડાં વર્ષો વહી ગયાં. વિનાયક વકીલ થયો અને પછી મુનસફ થયો. સુરતમાંજ જગ્યા મળી. લગ્ન ધામધુમથી થયાં. સૌથી નાની વહુ ઉર્મિલા ગ્રેજ્યુએટ થયેલ હતી એટલે બાનો હર્ષ માતો નહોતો. પહેલી બે વહુઓ થોડું ભણેલી અને આ ત્રીજી તો ગ્રેજ્યુ-એટ એટલે સ્વાભાવિક અભિમાન થાયજ. તે ઉપરાંત બાના હૃદયના ખુણામાં એવો પણ વિચાર ખરો કે પહેલી બે વહુઓના જેવું વર્તન ત્રીજી નહીં બતાવે. વળી હવે કોઇની કેળવણી પણ બગડે તેમ ન હતું. સુરતમાં બાની જરૂર પણ નહતી. વિનાયકને લાડ લડાવ્યાં તેટલાં લાડ બહુ થોડા પુત્રોએ મા તરફથી મેળવ્યાં હશે. ઉર્મિલાએ સાસુ પાસેથી વિવાહ અને લગ્ન વચ્ચેની મુદતમાં જેટલું હેત મેળવ્યું તેટલું હેત તો કદાચ કોઇ પણ પુત્રવધુએ સાસુ પાસેથી મેળવ્યું નહીંજ હોય ! બા પણ જાણતી હતી કે આ તેની છેલ્લી રમત અને છેલ્લો દાવ છે. આમાં પરાજ્ય મળ્યેથી જીવનમાં બીજી આશા તેને ન હતી.

× × ×

બે વેંતજ ઓછું રહ્યું. ઘરનું નાનામાં નાનું કામ પણ બા જ કરી લેતાં હતાં. પણ સ્વર્ગ કોઇને સહ્યું સાંભળ્યું છે? રમણલાલની બદલી કામચલાઉ અમદાવાદ થઇ. અમદાવાદ જવાની તૈયારી રમણલાલ અને કમલા કરવા લાગ્યાં. બાએ બીતાં બીતાં સાથે જવાની ઇચ્છા દર્શાવી. વિનાયકની કેળવણી રમણલાલની આંખ નીચેજ અપાય તો સારૂં એવી દલીલ એમણે રજુ કરી. પણ કામચલાઉ ફેરબદલી થતાં આખું ઘર ઉપાડીને લઇ જવું એ આર્થિક દ્રષ્ટિએ મૂર્ખાઇ છે એમ રમણલાલે કહ્યું. વિનોદમાં રમણલાલે એમ પણ કહ્યું કે ધીરજલાલ અને પોતાની કેળવણી પણ બાનીજ આંખ આગળ થઇ હતીને!

પરિણામે રમણલાલ અને કમલા અમદાવાદ ઉપડી ગયાં. મોટા ઘરમાં બા અને વિનાયક એટલે ઘર ખાવા ધાવા લાગ્યું. કામચલાઉને બદલે જાથુકની નોકરીજ એ તરફની થઇ પણ બાને અને વિનાયકને તેડું આવ્યું નહીં. ધીરજલાલની પાસે તો ફરિયાદ કરવી એ નકામુંજ હતું અને પુત્રની ફરિયાદ કરવી એ વિચાર પણ બાના હેતાળ હૈયાંને ખરાબ લાગતો હતો. છતાં બા કોક વખત વિનાયક આગળ આ વાત બોલતી. વિનાયક પણ યુવાન હોઈ યુવાવસ્થામાં કુદરતી રહેતી સ્વાર્થ, અન્યના દુઃખ પ્રત્યે બેદરકારી વગેરે લાગણીઓથી રંગાયેલજ હતો. રમણલાલ અને કમલાના કાર્યથી એને ખાસ અસંતોષ થયો નહીં. એમણે કશો ગુન્હો કર્યો છે એમ તેની બુદ્ધિને જણાયું નહીં. બાને ચુપ રહ્યા વિના અન્ય માર્ગ નહતો.

મનુષ્ય વિચિત્ર પ્રકૃતિનું પ્રાણી છે. અન્ય પ્રાણિઓ એક વખત છેતરાય પણ બીજી વેળા એજ રીતે નહીં છેતરાય. મનુષ્ય એ બધાં પ્રાણીથી વધુ બુદ્ધિમાન હોઇ એકને એકજ રીતે અનેકવેળા છેતરાય છે; છતાં આશાવાદીજ હોય છે. યુવાવસ્થામાં એને ક્ષણભર તીવ્ર નિરાશા થાય છે પણ તરતજ એ જખમ રૂઝાય છે

મનને હસાવ્યું.

ઉર્મિલાને ઘેર બોલાવવાનું કહેવાનું પોતેજ કરી લીધું એને બદલે વિનાયકે મનેજ કહ્યું હોત તો કેવું સારૂં થાત? આ વિચાર બાને આવ્યો. કેટકેટલી વાર પોતે કૈં કેટલો આનંદ પોતાનાં પુત્રોના સારાંને માટે, જરા વિચાર પણ કર્યા વગર જતો કર્યો હતો તેનો ખ્યાલ બાને આવ્યો. છતાં આવાં નાના કાર્યનો યશ-તે કરવાનો સંતોષ વિનાયકથી પોતાને નહીં અપાયો એ વિચાર માત્રથી બાનું હૈયું વિંધાયું પણ એવા એવા વિચારોથી-એવા એવા પશ્ચાતાપથી વસ્તુસ્થિતિ સુધરતી નથી, એવું બા સારી રીતે જાણતી હતી એટલે એણે મનને વાળી લીધું. ઉર્મિલા પોતાને ત્યાં રાતે આવવાની હતી. તે પ્રસંગે જરા થોડી બરફી અને બે ફુલના હાર હોય તો ઠીક, નવી વહુને સારૂં લાગશે એમ બાને લાગ્યું. પણ બજારમાંથી લાવે કોણ? એવી વાત ચાકર માણસને તો કહેવાય નહીં.

બાએ વિચાર કરીને, હિંમત એકઠી કરીને કમલાને કહ્યું "કમલાગવરી! ઉર્મિલા આજથી અહિં રહેવા આવવાની છે."

"પરણ્યા એટલે આવવાનાંજને," બા તરફ મોં પણ ફેરવ્યા વિના કમલા બોલી. "નહીં તો પરણત શું કામ?"

"હા, એતો ખરૂં પણ-પણ મને એમ કે જરા થોડી બરફી અને એક ફુલનો હાર મંગાવીએ તો ઠીક" બા બોલી.

"શેને માટે? અમારી વખતે તો આવું કૈં કર્યું નહતું!" કમલાએ કહ્યું.

"હા વહુ, એતો હું જાણું છું. પણ હવે તો જમાનો બદલાયો છે એટલે આટલું કરીએ તો જુવાન છોકરાંઓને ઠીક લાગે." બાએ ધીમેથી કહ્યું.

"તે તમારે જે કરવું હોય તે ખુશીથી કરોને, હું થોડી ના કહું છું." કમલા બોલી. "મને એવા નવા રીવાજ દાખલ કરવા

લગ્ન થઈ ગયાંને ચારેક દિવસ થઇ ગયા હતા. ધીરજલાલ અને રતનવહુ તો રજા ટુંકી હતી એવું બહાનું કાઢી મુંબાઇ રવાના પણ થઇ ગયાં હતાં અને લગ્ન પછીના દિવસોની માથાકુટ એ પ્રમાણે એમણે માથા ઉપરથી કાઢીજ નાંખી હતી. લગ્ન દરમિયાન રતનવહુ અને કમલાએ પોતે છોકરાના પક્ષના છે એ મહાન સત્ય છોકરીવાળાંને સમજાવવા કોઇ કોઇ વાર યત્ન કર્યા હતા પણ બાએ વચમાં પડી સમાધાન કરાવી દીધું હતું. વળી પરણનાર પોતેજ આ બાબતમાં વહુના પક્ષનો હતો એટલે ઝાઝી તકરાર થઇ શકી પણ નહીં.

શુભ પ્રસંગનો આનંદ અનુભવ્યા પછી જે ગ્લાનિ અનુભવાય છે તે ગ્લાનિમાંથી બા હજી પુરેપુરાં છૂટી શક્યાં નહતાં તે પહેલાં તો વિનાયકે બાને જણાવી દીધું કે "આજે—આજે ઉર્મિલા અહિં રહેવા આવવાની છે!"

દુ:ખકર પ્રસંગ આવવાનો હોય તેની આગાહિ મનુષ્યને થયા વિના રહેતી નથી. સાધારણ રીતે પણ પોતાના સ્નેહના પાત્રો ઉપરની પોતાની માલેકીમાં કોઇ ત્રાહિત વ્યક્તિ ભાગ પડાવવા આવે એટલે મનુષ્યને દુ:ખ થવા વિના રહેજ નહીં. વિનાયકના શબ્દો સાંભળી બાનુ હૈયું અનેક દુ:ખની આગાહિ અનુભવવા લાગ્યું. વેદનાના ભણકારા સ્પષ્ટ સંભળાવા લાગ્યા. ઉર્મિલાના અને પોતાના સંબંધમાં કોઇ પણ જાતની કડવાશ ઉભી નથી થઈ—પોતે ઉભી નથી થવા દીધી એટલુંજ નહીં પણ એવી કડવાશની ગંધ સરખી પણ આવવા નથી દીધી એવું બાએ પોતાના હૃદય સાથે વિચાર કરીને માની લીધું અને એ માન્યતાથી હૈયું કૈં શાંત થયું. હજી તો વિનાયકની નોકરી સુરતમાંજ છે એટલે તો ચિંતાજ નથી પણ પરગામમાં પણ ગ્રેજ્યુએટ થએલ યુવતીને વગર પગારનું આવું ખાત્રીવાળું માણસ ભારે તો નજ પડે પણ ઉલટું આવશ્યક ગણાય એમ બાને લાગ્યું એટલે પોતે નાહક ખિન્ન થાય છે એમ

મનને હસાવ્યું.

ઉર્મિલાને ઘેર બોલાવવાનું કહેવાનું પોતેજ કરી લીધું એને બદલે વિનાયકે મનેજ કહ્યું હોત તો કેવું સારું થાત ? આ વિચાર બાને આવ્યો. કેટકેટલી વાર પોતે કૈં કેટલો આનંદ પોતાનાં પુત્રોના સારાંને માટે, જરા વિચાર પણ કર્યા વગર જતો કર્યો હતો તેનો ખ્યાલ બાને આવ્યો. છતાં આવાં નાના કાર્યનો યશ–તે કરવાનો સંતોષ વિનાયકથી પોતાને નહીં અપાયો એ વિચાર માત્રથી બાનું હૈયું વિંધાયું પણ એવા એવા વિચારોથી–એવા એવા પશ્ચાતાપથી વસ્તુસ્થિતિ સુધરતી નથી, એવું બા સારી રીતે જાણતી હતી એટલે એણે મનને વાળી લીધું. ઉર્મિલા પોતાને ત્યાં રાતે આવવાની હતી. તે પ્રસંગે જરા થોડી બરફી અને બે ફુલના હાર હોય તો ઠીક, નવી વહુને સારું લાગશે એમ બાને લાગ્યું. પણ બજારમાંથી લાવે કોણ ? એવી વાત ચાકર માણસને તો કહેવાય નહીં.

બાએ વિચાર કરીને, હિંમત એકઠી કરીને કમલાને કહ્યું "કમલાગવરી! ઉર્મિલા આજથી અહિં રહેવા આવવાની છે."

"પરણ્યા એટલે આવવાનાંજને," બા તરફ મોં પણ ફેરવ્યા વિના કમલા બોલી. "નહીં તો પરણત શું કામ ?"

"હા, એતો ખરું પણ–પણ મને એમ કે જરા થોડી બરફી અને એક ફુલનો હાર મંગાવીએ તો ઠીક" બા બોલી.

"શેને માટે ? અમારી વખતે તો આવું કૈં કર્યું નહતું !" કમલાએ કહ્યું.

"હા વહુ, એતો હું જાણું છું. પણ હવે તો જમાનો બદલાયો છે એટલે આટલું કરીએ તો જુવાન છોકરાંઓને ઠીક લાગે." બાએ ધીમેથી કહ્યું.

"તે તમારે જે કરવું હોય તે ખુશીથી કરોને, હું થોડી ના કહું છું ?" કમલા બોલી. "મને એવા નવા રીવાજ દાખલ કરવા

ગમતા નથી."

"તમે જરા પાસેથી જઇને લઇ આવશો?" દલીલમાં ઉતરવું નિરર્થક લાગ્યાથી બાએ વિનંતી કરી.

"હાહાહા! કોણ હું લઇ આવું?" કમલા કટાક્ષમાં હસતી બોલી. "મારે તો એવા કશા ઑરિયા નથી. અરે, અત્યારે વખત પણ ક્યાં છે? સાંજ પડવા આવી છે અને અમે આજે રાતે નવની ટ્રેનમાં તો અમદાવાદ જવાનાં. હજી તો મારે વાવાકાકાને અને લાલામામાને મળવા જવું છે. કોઇ ચાકરની પાસે મંગાવી લ્યોને; બાકી અમસ્થી માથાકુટ કરો છો—એમાં કોઇ તમને સરપાવ આપી દેવાનું નથી."

કમલાના છેલ્લાં વાક્યમાં બાને નગ્ન સત્ય લાગ્યું. છતાં એ સ્વીકારવા એનું હૈયું કબૂલ થયું નહીં. સ્નેહી ગમે તેવું મરણપથારીએ પડ્યું હોય છતાં દાક્તર જો એમ કહે કે હવે આશા નથી તો તે સત્ય સાંભળવા કોઇ તૈયાર નથી હોતું. આમાં પણ બા વસ્તુસ્થિતિ જાણતી હતી છતાં તે સ્વીકારવા તૈયાર થઇ નહીં. કમલા પાસેથી બા ખસી ગઇ અને કોઇનું ધ્યાન પહોંચે નહીં તેમ ઘરમાંથી નીકળી માળીની દુકાનથી હાર અને બરફીવાળાને ત્યાંથી બરફીની ટોપલી લઈ આવીને બાએ પોતાના ઓરડામાં સંતાડી દીધાં.

વાળુ કૈંક ઉતાવળથી થયું. રમણલાલ અને કમળા "આવજો, આવજો, શરીર સાચવજો, કાગળ પત્તર લખતાં રહેજો" વગેરે વાક્યોના ધ્વનિ સાથે અમદાવાદ જવા ઉપડી ગયાં. ઘરમાં બા અને વિનાયક બે એકલાંજ રહ્યાં. વિનાયકનું હૈયું પણ લાગણીઓના આવેશથી વ્યગ્ર બની ગયું હતું એટલે તેનાથી શાંત બેસી રહેવાયું નહિ. કૈંક બહાનું કાઢીને વિનાયક કોઇક પડોશીને ત્યાં "પાંચ મીનીટ જઇ આવું છું" કરીને ચાલ્યો ગયો. ઘરની શાંતિ બાને સાલવા લાગી. કૈંક કુતુહલ વૃત્તિથી પ્રેરાઇને બેએક પડોશણો બાને

મળવા આવી પણ બાથી એમની જોડે છુટથી બોલાયું નહીં એટલે પડોશણો નિરાશ થઇ.

"હજી વહુ આવ્યાં નથી?" એક પડોશણે પુછ્યું.

"ના, આવશે, શી ઉતાવળ છે!" બાએ લાગણી વિનાના અવાજે કહ્યું.

પડોશણો ગઇ. બા ઉતાવળે જઇને વિનુભાઇના ઓરડામાં કૈંક છેલ્લી ગોઠવણો અને સાફસુફ કરી આવી. એક ખુણામાં ઘીનો દીવો પણ એણે સળગાવી દીધો અને બે ચાર અગરબત્તીઓ પણ ચેતાવીને મુકી દીધી.

બારણું ખખડ્યું. બાના હૈયામાં આઘાત થયો. પુત્રને લેવા યમરાજા આવતો હોય એવી ભ્રમણા થઈ. 'રોઇ પડું, રોઈ પડુ" એવું હૈયું ગળગળું થઈ ગયું.. ઉર્મિ દબાવી બાએ મમતા ભર્યા સાદે કહ્યું; "આવ, ઉર્મિલા આવ, અચકાય છે શાની? ઘર તો બેટા, તારૂંજ છે ને?" બા ઉભી થઇને દાદર સુધી ગઈ. ઉર્મિલાનો હાથ પકડી તેને ખંડમાં લઇ આવી અને ખુરશી ઉપર બેસાડી.

ઉર્મિલા ગ્રેજ્યુએટ હતી તે અને વિનાયક લગ્ન પહેલાં અનેકવાર મળ્યાં હતાં છતાં નવજીવનના આરંભની ઘટિકા પાસે આવતી જતી હતી એટલે તે પણ જરા વ્યગ્ર હતી, અસ્વસ્થ હતી. શિયાળો હતો છતાં મુખ ઉપર પરસ્વેદ જણાતો હતો. તે લુછવા માટે રૂમાલનો ઉપયોગ કરવાનું પણ એને સુઝતું નહતું. થોડીવાર સાસુ અને વહુ સામસામું જોઇ રહ્યાં પણ આ પ્રકારની શાંતિ બાથી સહન થઇ નહીં એટલે એણે કહ્યું." પાણી બાણી પીવું છે?"

"ના-નાજી;" ઉર્મિલાએ ઉત્તર દીધો.

"ઉર્મિ, હું તારી મા છું એજ પ્રમાણે મને ગણજે, જરા અંતર નહીં રાખીશ," બાએ ધ્રુજતા હોઠ દબાવીને કહ્યું. "મારે તો તું અને વિનાયક એ બેજ હવે રહ્યાં છો."

"હંઅં, હા," ઉર્મિલાએ નીચું જોઈ જવાબ વાળ્યો.

નાની વહુના હૈયામાં પ્રવેશ કરવાનો સાસુએ પ્રયાસ કર્યો પણ અસલની સાસુઓની સંસ્થા અંતરાય રૂપ થઈ પડી. એક પણ શબ્દ બોલ્યા વિના સાસુ અને વહુ એકેકના હૈયાંના વિચાર જાણવા લાગ્યાં. પોતાના લાડકવાયા પુત્રનું હરણ કરવા આ અજાણી ત્રાહિત છોકરી આવી છે, એને વિજયજ મળવાનો છે, પોતે પોતાનું સર્વસ્વ અર્પી દેવા તૈયાર છે છતાં પણ સામેથી વિષ્ટિની ઇચ્છા બતાવવામાં આવતી નથી. એ બધું બાના હૈયાંએ પારખી લીધું. જેમ જેમ આ પ્રકારના વિચાર બાનું હૈયું સ્વીકારતું ગયું તેમ તેમ બાના ગાત્ર શિથિલ થતા ગયાં. "શું કરૂં? શું બોલું? કે જેથી હજી પણ વહુ મારા પ્રત્યે આકર્ષાય" એ વિચારમાં બાની જીભજ બંધ થઇ ગઇ.

ઉર્મિલાને સાસુનો પરિચય સારો થયો હતો અને તે પરિચ-યમાં તેને દોષ જેવું કશુંજ જણાયું નહતું. છતાં પણ આખરે તો 'બા તે સાસુજ' આ વિચારે બધા વિચારોને પાછા કાઢી ઉર્મિલાના યુવાન મગજને ઘેરી લીધું. સાસુઓને હાથીની પેઠે બે પ્રકારના દાંત હોય છે—દેખાડવાના જુદા અને ચાવવાના જુદા એ દ્રષ્ટાંતે ઉર્મિલાની બીજી બધી લાગણીઓને દબાવી દીધી.

એવામાં વિનાયક આવ્યો "ઓહો! ઉર્મિલા આવી છે!" તે બોલ્યો. "બા, તમારે મને કહેવડાવવું હતું ને!"

"ભાઇ, ક્યાં કહેવડાવું?" બાએ ઉત્તર આપ્યો. "તમે ક્યાં જાઓ છો તે મને કહ્યું નહતું ને."

"ઓહોહોહો અગીઆર વાગી ગયા!" ઘડીઆળ સામું જોઇને વિનાયક પોતાના ઓરડામાં જવા દાદર ઉપર ચઢવા લાગ્યો. બાએ ધીમેથી ઉર્મિલાનો હાથ દબાવી કહ્યું "ઉર્મિ, જાઓ, આ જરા લેતાં જાઓ."

બા દોડી. સંતાડીને સાચવી મુકેલાં બરફીની ટોપલી અને હાર ઉર્મિલાના હાથમાં આપ્યાં. વિનાયક રમણાં ઉપર ઉભો હતો તેણે એ જોયાં. ક્ષણભર બા પ્રત્યે વહાલની ઉર્મિ જાગૃત થઈ. બાનો ઉપકાર માનવા જતો હતો એટલામાં તે અટકી ગયો. ઉર્મિલાની આંખ વિનાયકને જોઇ રહી. ક્ષણ વિનાયક ઉર્મિલાને જોઇ રહ્યો. પછી તેણે બાની સામું જોયું. તેનું ચિત્ત ચગડોળે ચઢ્યું. અલ્પ સમયમાં, પોતે બાના ખોળામાં રમતો હતો ત્યારથી માંડીને આવડો મોટો થયો ત્યાં સુધીનું પોતાનું બાની સાથેનું જીવન તેની આંખ આગળથી પસાર થઈ ગયું. પણ તરતજ ઉર્મિલાની આકૃતિ પાછી બળ કરીને તેની આગળ આવી. ભૂતકાળના મનુષ્યોના સંયુક્ત કુટુંબની જીવનકથા સીનેમા ફીલ્મની પેઠે તેણે જોઇ.

ઉર્મિલા દાદર તરફ વળી. વિનાયક રમણા ઉપર ઉભો ઉભો બા તરફ વળ્યો. "બા, અમે કાલથી લાઇન્સમાં રહેવા જવાના છીએ, માઠું ન લગાડશો પણ–પણ નોકરી પ્રમાણે મોભાસર રહેવું જોઇએ." વિનાયક માતાને છરી ભોંકતો હોય એવી વેદના અનુભવતો બોલ્યો. "તમારે દેવ દર્શન અને એવું બધું જોઇએ એટલે ત્યાં નહીં ફાવે. અને ગાડી તો છેજને. જ્યારે આવવાની મરજી થાય ત્યારે રવિયા સાથે કહાવી મોકલજોને. અને એ આઘુંય ક્યાં છે!"

વિનાયક આટલું બોલી ધડધડાટ દાદર ચઢી ગયો. ઉર્મિલા કેંક ધીમેથી ઉપર ચઢી. ઉપલા ઓરડાના બારણા બંધ થવાનો અવાજ સુના ઘરમાં ગાજી ઉઠ્યો.

બરફીની ટોપલીએ બાંધેલ દોરો અને પાતરાં બાના હાથમાં હતાં તે એમને એમજ રહી ગયાં. ખંડની દિવાલો ફરતી હોય તેમ બાની આંખને લાગવા માંડ્યું. શિયાળાની કકડતી ઠંડીમાં બાના શરીરને ઝોળો આવી ગયો. અત્યાર સુધી સાચવી રાખેલ

શરીર સહસા શિથિલ થઇ ગયું. ક્ષણવારમાં બાનું વય દશ વર્ષ વધી ગયું હોય તેમ જણાયું. શરીરમાં તેમજ ઘરમાં મૃત્યુસમી શાંતિ પ્રસરી રહી. એવીજ શાંતિ બાના અચાનક વૃદ્ધ થઈ ગયેલ હૈયામાં પણ વ્યાપી રહી. વૃદ્ધ ડોશીના પગ ધ્રૂજ્યા. હાથમાંના ખરશીની ટોપલીનો દોરો અને પાતરાં જમીન ઉપરાં પડ્યાં. બાં પણ ત્યાંજ ફસડાઇ પડી.



પ્રત્યેક કુમારે વાંચવા લાયક

# બ્રહ્માંડનો ભેદ

સાહસનાં શૂરાતનથી ભરપૂર આ નવલકથા એકેએક શાળાના પુસ્તકાલયમાં રાખવા લાયક છે. જુનાગઢના દાક્તર પ્રતાપરાય અને તેના સોબતી બહાદુરસિંહ એક અજબ જેવો ગ્રંથ મેળવવા ચીન ગયા હતા અને ત્યાં જીવસટોસટનાં પરાક્રમો કરીને અત્યંત સંકટોમાંથી પસાર થઇને સફળતા મેળવી પાછા ફર્યા હતા. તેની કહાણી પ્રત્યેક જુવાનની નસે-નસમાં શૂરાતન અને જોમ ઉછળાવે તેવી છે. સૌરાષ્ટ્ર પત્રે આ પુસ્તક વાંચવાની ખાસ દરેક જુવાનને ભલામણ કરી છે. કેમકે એ એક નવીજ શૈલીની વાર્તા છે. ગુજરાતી ભાષામાં આટલાં સરળ નિર્દોષ અને પ્રેરક તત્વોવાળી નવલકથાઓ જૂજ હશે. ચીન દેશમાંના બૌદ્ધ મઠોની પાછળ કેવી રહસ્યમય ગુંથણી રહેલી છે, તેનું એમાં સાચેસાચું દિગ્દર્શન થાય છે.

પાકું પુઠું, સોનેરી નામ, ચાર ચિત્રો અને મોટાં કદના ૩૦૦ પાનાંના પ્રમાણમાં કિમ્મત રૂપિયા સાડા ત્રણ રાખવામાં આવી છે. પોસ્ટેજ આઠ આના લાગે છે. ભાગ બીજો કિમ્મત રૂપિયા બે. બંને ભાગ મંજુર થયા છે.

એ તેમજ અમારાં બીજાં તમામ પુસ્તકો તેમજ બાળસાહિત્યનાં પુષ્પો મુંબાઇના બધા બુકસેલરો ઉપરાંત વડોદરા, રાજકોટ, ભરૂચ, અમદાવાદ વગેરે સ્થળોના બુકસેલરો પણ વેચે છે.